પુષ્પ-વાટિકા ] શ્રી સરસ્વત્યૈ નમઃ [ પુષ્પઃ—૨૯ મું.

—••રાજસ્થાનના ઇતિહાસનું એક યાદગાર પાનુ••—

# સોનેરી સંધ્યા

—: વા :—

# રૂપેરી રાત

હિંદુ-મુસ્લીમ બેઉના...મસ્તક જેને વંદયા,
અમર થઈ ઇતિહાસમાં એ **સોનેરી સંધ્યા.**

\+ + + +

રહે અવિચળ હૃદયમાં...વીર પૂજનની વાત,
ચૈત્ર માસની પૂર્ણિમા...એ **રૂપેરી** રાત.

પ્રયોજકઃ—
શ્રી. "પુષ્પ."
વાડીફળીઆ
પગથીઆ શેરી.
સુરત.

આવૃત્તિ પહેલી.



પ્રત—૨૦૦૦

પ્રકાશકઃ—
બદામી બ્રધર્સ
બુકસેલર્સ એન્ડ
પબ્લીશર્સ,
સુરત.

સોલ એજન્ટ
"શ્રી સરસ્વતી મંદિર."
કાણુપીઠ બજાર-યુનીયન સ્કુલ પાસે-સુરત.

મૂલ્યઃ—આઠ આના.

# બે બોલ

મ્હારી પુષ્પવાટિકાના આ ઓગણત્રીસમા ફૂલડાં વડે હું દેવી શારદાના ચરણકમળનું પૂજન કરું છું. અમિમય દ્રષ્ટે ભગવતી એને અન્ય આગામી પુષ્પો પેઠે સ્નેહથી સ્વિકારે-સત્કારે, એટલીજ અભ્યર્થના અને અભિલાષા !

આ પુષ્પને ચૂંટાયાને આજ બે વર્ષ વીત્યાં, એટલે એની પરિમલ સર્વથા નષ્ટ થઇ જાય, એ સ્વાભાવિક છે, છતાં પણ એની પરિમલ કાયમ રાખવા આજ બની શકે એટલો પાણીનો પુનઃ છંટકાવ એની ઉપર કરવામાં આવ્યો છે.

સંવત્ ૧૯૮૨ ના "**પ્રતાપ**" પત્રના દીપોત્સવી અંકમાં આ વાર્તા **વીર-પૂજનને** નામે મ્હેં જ્યારે પ્રથમ લખી, ત્યારથીજ મ્હારા સ્નેહીઓની એજ પ્રસંગ ઉપર એક સુંદર પુસ્તક લખવાની મ્હને સૂચના થઇ, અને જો કે **રૂપનગરની રાજકુંવરી** વિગેરે નવલકથાઓ આ વસ્તુના આધાર ઉપર લખાઈ ગયેલી હોવા છતાં પણ મ્હેં એ સાહસ ખેડ્યું. પરન્તુ અકળિત કુદરતના કેટલાંક અણધાર્યા સંજોગોને લઇને એ આજ પર્યંત એમની એમ અપ્રસિદ્ધજ રહી ગઈ.

પરંતુ આજ બરાબર બે વર્ષે એ વિસરાયલી વાત ફરી તાજી થઈ, અને પરિણામમાં ઘણાજ સુધારાવધારા સાથે સંક્ષેપમાં એ પુસ્તક આકારમાં બ્હાર પડી.

\+ \+ \+ \+

**ટોડ** રાજસ્થાનના ઇતિહાસનું આ એક ગૌરવવન્તું પાનુ હોઈ વસ્તુ અક્ષરેઅક્ષર ઐતિહાસિકજ આલેખવામાં આવી છે. ફક્ત ઇતિહાસિક-સત્યને આંચ ન લાગે એમ રાજકન્યા **પ્ર**ભાવતીને પુરૂષ-પોશાક પ્હેરાવી વીરતાની પરિસીમા બતાવી છે, એટલેજ પ્રસંગ રસિકતા આણવા ખાસ કરીને કાલ્પનિક યોજ્યો છે. તેમજ એ દૂત બનેલી રાજકન્યા અને મોગલ દૂત **મીર** ઉદયપુર, રૂપનગર અને **દિ**લ્હીમાં નહિ જેવા વખતમાં જાવ-આવ કરતાં આલેખાયાં છે, એ અશક્ય-વધારે પડતી વાત તરફ પણ વસ્તુનુ બંધારણ સાચવવા આંખ મીંચવી પડશે.

વિશેષમાં મસ્તકના મોંઘા દાન દેનાર ઇતિહાસ પ્રસિદ્ધ વીરાંગના **હા**ડી રાણીના નામનો ઉલ્લેખ કયાંય ન મળી શકવાથી **સં**ધ્યા કુમારીનું કાલ્પનિક નામ મ્હેં એને માટે યોજી લીધું છે. જે દિવસે એ વીર પતિ-પત્નિએ પોતાના મોંઘા પ્રાણ પાથરી, જીવન સંધ્યા કરી, તે ચૈત્રી પૂર્ણિમાનો વીર-પૂજનનો **રૂપેરી રાત** યુકત યાદગાર દિવસ **ભા**રતવર્ષના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયો. અલબત્ત એ સંધ્યા હતી, પરન્તુ શ્યામલ નહિ **સોનેરી સંધ્યા** હતી! રાત હતી, પણ કાળી નહિ **રૂપેરી રાત** હતી!

આ પ્રસંગ ઉપર લખાયલાં અન્ય પુસ્તકો કરતાં આ ન્હાનકડા પુસ્તકમાં ઘણી નવીનતાઓ છે, અને એવી નવનવી પ્રેરણાઓ **પ્ર**ભો! નિરંતર પ્રકટાવતા રહે, એવી પ્રાર્થના સાથે પ્રણામ!

| સંવત્ ૧૯૮૪ | ભવદીય, | **વા**ડીફળીઆ, |
|---|---|---|
| | "પુષ્પ." | પગથીઆ શેરી, |
| શ્રી કૃષ્ણ જન્માષ્ટમી | ગ. હી. બદામી. | **સુરત.** |

શ્રી

# સમર્પણ.

શ્રીયુત

## છગનલાલ કેશવરામ ઝવેરી.

નં-૧૫ મોગલસ્ટ્રીટ-રંગુન.

મ્હારી આ કૃતિને બ્હાર પાડવા માટે એક સ્નેહી તરીકે આપે આપની શ્રીમંતાઇનો જે સ્તુત્ય સદુપયોગ કર્યો છે, અને હવે પછી પણ આપનો સગી હાથ સ્નેહભાવે મ્હારી આ અન્ય કૃતિઓ માટે યથાયોગ્ય લંબાવવા આશા આપી છે, એ આશામાં ને આશામાં આશાભરી આંખે અને આશાભર્યાં ઉરે આ

—:※:— પુષ્પ-પાંદડી —:※:—

આપના કરકમળમાં આજ સપ્રેમ સમર્પણ કરું છું.

—: ભવદીય :—

" પુષ્પ. "

પ્રકાશકઃ—મહામી બ્રધર્સ. કણપીઠ બજાર-સુરત.
મુદ્રકઃ—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
મુદ્રણસ્થાનઃ—અનાવિલ બંધુ પ્રી. પ્રેસ. બરાનપુરી ભાગળ-સુરત.

# સોનેરી સંધ્યા

—: વા :—

# રૂપેરી રાત

પ્રયોજક:— "પુષ્પ."

પુષ્પઃ—૧લું.

## "લોહી છંટાયું."



"ભારત સમ્રાટ ઔરંગઝેબનો જય!"

કાનના પડદાને ભેદી નાખે એવી આ જયગર્જના દિલ્હીના દરબારમાં આજ જોશભેર ગર્જાઈ રહી હતી. એ એ વખત હતો, કે જ્યારે રણશુરા રાજપૂત વીરલાઓનો ભાગ્યભાનુ અસ્તાચળે અને દગાબાજ મોગલ સામ્રાજ્યનો ભાગ્યરવિ ઉદયાચળે હતો.

દારા, સુજા અને મુરાદ ત્રણે ભાઈઓને પોતાની પ્રપંચજાળમાં જકડી માંહોમાંહે અથડાવી મારી પોતાના રાજ્યલોભનો માર્ગ નિષ્કંટક કરી ચૂકેલો પિતૃદ્રોહી અને ધર્માંધ ઔરંગઝેબ પોતાના સગા બાપ શાહજહાંને કેદ કરી આજ ભર્યા દરબારમાં પોતાને મસ્તકે ભારતવર્ષનો રાજ્યમુકુટ મૂકાવી રહ્યો હતો. એક વખતના શૂરવીરોના શૂરવીર, તે રાજપૂત સરદારો પણ આજ અંદર અંદરના કલહે કરી મોગલોની મોજડી ઉપાડનાં દાસના પણ દાસની દયાજનક સ્થિતિમાં એને ભારતસમ્રાટ કહી સાત સાત સલામો ભરી રહ્યા હતા.

આખરે એના ભવ્ય ભાલે મૌલવીનો આશીર્વાદ દેતો હાથ પડયો, એના મુત્સદ્દી અને ધર્માંધ મસ્તકે ભારતવર્ષનો તાજ મૂકાયો. એના બંધુઘાતી લોહીવાળા હાથમાં પવિત્ર રાજ્યદંડ અર્પાયો. પાક પરવરદિગારના ખોટા કસમ ખાઈ એ દિલ્હીના ન્યાયતખ્ત ઉપર વિરાજ્યો. એના પ્રપંચપાસાએ એને છેવટે પોબારના દાવ પડાવી જીતાડયો. આજ એ ભારતસમ્રાટ થયો, એના મનની વર્ષોની મુરાદ આજ મહા પ્રયત્ને બર આવી.

મોગલ તેમજ રાજપૂત બંનેના દીલ એક સરખી રીતે જીતવા આજના દરબારમાં એણે દરેકને તેની યોગ્યતા મુજબ ન્હાની મ્હોટી બક્ષીશો વડે નવાજવા માંડયા. ત્યાં એકાએક આ મંગળ પ્રસંગે એક વયોવૃદ્ધ બારોટ એક સુવર્ણની થાળમાં ભેટની વસ્તુ લઈ આવી ઉભો. બાદશાહને નમસ્કાર કરતાં તેણે કપડાંથી ઢાંકેલી થાળ તેના પગ આગળ મૂકી પોતાના સ્વાભાવિક સ્વભાવાનુસાર મંગળ શબ્દો ઉચ્ચાર્યા:

"વાધો ગૌરવ વિશ્વમાં...મળો વિજય સન્માન,
અમર રહો ઇતિહાસમાં...દિલ્હીના સુલતાન.
એક ન્યાયથી પાળજો...પ્રજા હિંદુ–ઈસ્લામ,
યાવદ્ ચંદ્ર દિવાકરૌ...રહો તમારૂં નામ."

"પધારો, બારોટજી ! આપ ક્યાંથી આવો છો ? કોનો અને શો સંદેશો લાવો છો ?" ઔરંગઝેબે આ ખુશાલીને દિને એની કાવ્ય પ્રશંસાથી પ્રસન્ન થઈ એક સુંદર શાલ એને ભેટ આપતાં હસમુખે મોઢે સવાલ કર્યો.

"ભારતસમ્રાટ ! હું રૂપનગરથી આવું છું."

"ભલે ! રૂપનગરના રાજવી પોતે કેમ ન પધાર્યા વારૂ ?"

"મહારાજની પ્રકૃતિ જરા અસ્વસ્થ હોવાને લીધે એમણે મ્હનેજ અત્રે આપની આમંત્રણ પત્રિકાને માન આપી મોકલ્યો છે, અને કહાવ્યું છે, કે: "ભારતસમ્રાટ! એમના પૂર્વજોને પગલે ચાલી ચાલતી આવેલી અમારી જૂની મિત્રતાને નિભાવી રાખશે, તો વખત આવે અમે રાજપૂતો અમારો જાન પણ મોગલ સલ્તનતને માટે કુરબાન કરતાં પાછા હઠીશું નહિ."

"બહુ સારૂ, એજ કે કાંઈ બીજું ?"

"વિશેષમાં આપના રાજ્યાભિષેકને શુભ અવસરે આ અમારા મહારાજા તરફથી નજીવી ભેટ."

"હા...એવી તે શી અણમોલી વસ્તુ તમારા મહારાજાએ નજર કરી છે, કે આટલાં જતન ! ઉઘાડો જોઉં, શું છે અંદર ?"

"ફૂલ નહિ ને ફૂલની પાંદડી, અમારા ન્હાનકડા રાજ્યને જે કંઇ મળ્યું છે, તે મોકલ્યું છે. લ્યો, જુઓ મહારાજ !"

બારોટે એ થાળ ઉપરથી વસ્ત્રનું આવરણ દૂર કર્યું, એટલે એમાં જે ભેટની વસ્તુ હતી, એની ઉપર ઔરંગઝેબ તથા તેના તમામ સરદારોની નજર પડી.

"આ શું ? બારોટ ! મ્હારી મસ્કરી ? અને તે આવે મંગળ પ્રસગે ?" ઔરંગઝેબ સિંહાસન ઉપરથી અર્ધો ઉછળી લાલચોળ આંખે ગર્જ્યો.

"નહિ કૃપાનાથ ! આ મસ્કરી નથી પરન્તુ માનપત્ર છે."

"શું રાજ્યારોહણની ખુશાલીને પ્રસંગે રૂપનગરના રાજવીને મ્હારે માટે રત્નહાર ન મળ્યો, તે આ લોઢાનું રમકડું મોકલાવ્યું ?"

"મહારાજ ! રત્નહાર તો રમણીઓનો-રાણીઓનો શૃંગાર, બાકી આપ જેવા શૂરવીર સમ્રાટનું ભૂષણ તો આ સમશેરજ છે. ખોટું ન લગાડશો, અમારા રૂપનગરમાં રમણીઓને લાયક રત્નહારો ઓછાં, અને આવાં રણવીરને છાજતાં લોખંડી રમકડાંઓજ (તરવારો) વિશેષ છે...એટલેજ......

હારો હીરા ને હેમના...શોભે સ્ત્રીઓની ગરદને,
શણગારમાં સમ્રાટ આ...સમશેર શોભે આપને.
જે રત્નથી રણવાસમાં શરમાળ સુન્દરીઓ રમે,
તે કાચના કટકા વડે શું આપને રમતું ગમે ?

હું નથી સમજી શકતો, કે ભડવીર ભારતસમ્રાટ આ શો સવાલ પૂછે છે ?

મરદાનગીની રમત તો હાથી અને વનરાજની,
ને સાહમારી હોય તો ઉસ્તાદ કુસ્તીબાજની.
એની જગ્યે રાજા રમાડે આજ મરઘા-કૂકડા,
લલચાય દેખી લાલ-પીળા પત્થરોના ટૂકડા.
શૂરવીરને સ્વપ્નાય કેવા હાર ને શણગારના ?
સમ્રાટને શોભે રમકડાં ઢાલ ને તરવારના.

શહેનશાહ ! હવેજ સમજાય છે, કે અમારા મહારાજાએ એક શૂરવીરને શોભા આપે એવી વસ્તુ મોકલવામાં સજ્જડ થાપ ખાધી છે, દિલ્હીના સુલતાનના દીલની તમન્ના સમજવામાં........."

"બસ કરો. આગનો ન્હાનો શો તણખો સુરજના પ્રકાશની બરોબરી શું કરવાનો છે ? રૂપનગરના મુઠ્ઠીમાં માય એટલા ન્હાનકડા રાજ્યનો એક ખંડિયો રાજા ભારતસમ્રાટના દિલની તમન્ના સમજવાને જેટલો નાલાયક છે, તેટલોજ તેનો એ બદામનો સેવક બારોટ તેની

ઉપર ટીકા કરવાને પણ નાલાયક છે. તમારૂં રૂપનગર કેવળ શસ્ત્રો અને શૂરવીરોથીજ ભરેલું છે, કેવળ તરવાર તાણવાનુંજ સમજે છે, બાકી વિનય વિવેકમાં તો કંઈજ સમજતું નથી. રાજા અને પ્રજા બંને યુદ્ધનેજ ઓળખે છે, કે કોઇ જીવનના રસ અને આનંદને પણ ઓળખી જાણે છે?" ઔરંગઝેબના સેનાપતિએ બારોટને જડબાંતોડ જવાબ આપ્યો.

"ભૂલો છો, સેનાપતિસાહેબ! રૂપનગરમાં કેવળ શસ્ત્રભંડાર નહિ, પરન્તુ શૃંગાર–અલંકાર પણ છે. રાજા અને રૈયત જેવાં જીવન જીવી જાણે છે, તેવાંજ મરણની મોજ પણ માણી જાણે છે."

"તો પછી એને શોભાવનાર સૌન્દર્યશાળીઓનો અભાવ હશે."

"એ તો બોલશોજ મા. રૂપનગરની રાજકન્યા પ્રભાવતીની પ્રભા પાસે ભારતસમ્રાટ! તમારી તમામ મોગલ સલ્તનતની શાહજાદીઓ અને સુંદરીઓ પાણી ભરે છે. અમારા રૂપનગરમાં એકલા ગુણ નહિ પરન્તુ સાથે એના નામ પ્રમાણે રૂપાળાં રૂપ પણ છે. આજ આખા ભારતખંડમાં પુછો, તો પ્રભાવતીની પ્રભા! એટલે શું? એકજ!

કાયા કમળની પાંદડી જેમાંથી કોમળતા ઝરે,
સૌન્દર્યની સુરભી તણા ટીપાં અખંડિત નીતરે.
મોહક કળાયલ મોર શી નિજ પાદ–પગલીઓ ભરે,
એ પદ્મિનીની પગલીએ કુમકુમ્ અને પુષ્પો ખરે.

અમૃત ઝરન્તી આંખમાં શરમાળતા સાંચી ભરી,
જેની જગત્‌માં જોડ નહિ એવી અનૂપમ સુંદરી.
નિર્ખી વદન–કાન્તિ કળા એ ચંદ્રની કરમાય છે,
રે! સ્વર્ગ કન્યાઓય...એને જોઇને શરમાય છે."

"શું બોલ્યા? બારોટ! ફરી બોલો જોઉં! પ્રભાવતી! રૂપનગરની રાજકન્યા! અને તે આખા ભારતવર્ષમાં એકજ! આહા!" ભારતસમ્રાટને સૌન્દર્યનું તીર વાગી ચૂક્યું.

"એકજ એકજ અને એકજ! એક વાર નહિ પણ પરન્તુ એક હજાર વાર."

"તો પછી આવે સુંદર અવસરે એવી બેનમૂન ભેટ ધરી મ્હારી મહેરબાની મેળવવાને બદલે તમારા મહારાજે આવું લોઢાનું હથિયાર શા માટે મોકલાવ્યું?"

"રાજકન્યા! અને તે આપને ભેટ? રાજપૂત કુમારિકા, અને તે મોગલસમ્રાટના રંગમહેલમાં? ભારતસમ્રાટ! તમે આ શું બોલો છો?" બારોટની આંખો બાદશાહની આ આશ્ચર્યતાભરી માગણીથી ફાટી ગઇ.

"બસ...હવે એક અક્ષર પણ આગળ બોલ્યા વિના મુંગા મુંગા અહીંથી ચાલતા થાવ. જઇને તમારા રાજવીને જણાવો, કે જો તમારે દિલ્હીના શહેનશાહ સાથેનો ચાલતો આવેલો જૂનો સંબંધ કાયમ રાખવો હોય, અરે એથીય વધુ મજબૂત કરવો હોય, તો રાજકન્યા પ્રભાવતીને આજના મંગળ પ્રસંગની ખુશાલીમાં ભેટ ધરવી. આવાં લોખંડના રમકડાંઓ તો ભારતસમ્રાટના સામ્રાજ્યમાં જોઇએ એટલાં છે, એ એને ન જોઇએ. એના રોનકદાર રણવાસ તો આવી ઝળહળતી રૂપની રોશની વિના સૂના અને અંધારાં છે. માટે સમશેરના નહિ પરન્તુ સમ્રાટને તો સૌન્દર્યના યાને તમારી સુકુમાર સુતાના નજરાણાં જોઇએ છે."

"આપની આ ગેરવ્યાજબી માગણી સ્વપ્ને પણ સ્વિકારી શકાય એમ નથી. સમ્રાટની ઇચ્છા પાર પડવી તદ્દન અસંભવિત છે."

"તો પછી ભારતસમ્રાટની હાલની ઈચ્છા તે આજ્ઞામાં પલ્ટાશે."

"પરન્તુ આવાં ગેરકાયદેસર યુદ્ધના આવાહ્નન આપતાં અગાઉ તેનુ કારણ બતાવવું પડશે."

"આ શમશેર ! એજ એક બ્હાનુ. ભરી સભામાં દિલ્હીશ્વરની આવી મશ્કરી ! આવું અપમાન ! એ કારણ કાંઇ ન્હાનુસુનું છે ?"

"પણ...પણ......જહાંપનાહ........."

"બસ. હું હવે કંઈજ સાંભળવા માંગતો નથી. મ્હારો નિશ્ચય એકજ અને અડગ છે. **મીર** !" ઔરંગઝેબે પોતાની પડખે ઉભેલા બળવાન રાજ્યદૂતને હાંક મારી.

"આજ્ઞા, ખુદાવિંદ !"

"આ બુઠ્ઠા બારોટને અહીંથી બ્હાર કાઢો, અને તમે આજને આજ હું લખી આપું એ રૂકો લઇ રૂપનગર રવાના થાવ. સાથે મ્હારી મશ્કરીનો એવોજ તીખો જવાબ પણ તમારે લેતા જવાનો છે. રૂપનગરનો માંડલિક રાજા એ પત્ર વાંચ્યા પછી, એ વસ્તુઓ અવલોકયા પછી, અને મ્હારો સંદેશો સાંભળ્યા પછી શો જવાબ દે છે ? તે લઇ જલ્દી પાછા ફરો...જાવ...સેનાપતિ ! ચાલો, દરબાર બરખાસ્ત કરી રૂકો લખી નાખો."

"જેવી જહાંપનાહની ખ્વાહીશ."

કુર્નિશ બજાવી **મીર** બારોટનું કાંડુ પકડી એને રાજદરબારની બ્હાર કાઢી ચાલતો થયો. દરબારીજનો પણ એક પછી એક આ વિનાકારણ વેચાતી વ્હોરી લીધેલી વિપત્તિનો વિચાર કરતાં મુંગે મોઢે વેરાઇ ગયાં. રહી કેવળ બે વ્યક્તિ ! શહેનશાહ અને સેનાપતિ ! અને તેઓ રૂપનગરના માંડલિકને માટે પત્ર તૈયાર કરી રહ્યા હતા.

× × × ×

જ્યારે એજ ન્યાયદરબારના દરવાજા આગળ પોતાની જન્મભૂમિ ઉપર હાથે કરીને વિપત્તિનું વાદળ ખેંચી લાવનાર પેલો કમનસીબ બારોટ માથે હાથ મૂકીને નિશ્વાસ નાખતો નીચું જોઇ દડ દડ આંસુ ટપકાવી રહ્યો હતો. એ અભાગીઓ વૃદ્ધ પુરૂષ ભરાયલી આંખે અને ગદ્‌ગદ્ કંઠે એટલુંજ બોલ્યો: "હાય ! ઓ વિધાતા ! હવે શું થશે ? મ્હારી કાવ્યશક્તિ કે જે રડતાંને હસાવવા સમર્થ હતી, તેણે આજ હસતાને રડાવવાની ગરજ સારી છે. અને રૂપનગરની રાંકડી રૈયત છૂંદાશે, રાજપૂત-કન્યા બળાત્કારે મોગલના ઝનાનખાનાને શણગારશે, એ મહાપાપને માટે જવાબદાર કોણ ? જોખમદાર કોણ ? મ્હારી આ બહુબોલી જીભ !

અપરાધ મ્હારો એકનો...શિક્ષા થવાની લાખને,
હાથે કરીને ફૂંક મારી મ્હેં ઉડાડી રાખને.
એ રાખ ઉડીને હવે મ્હારીજ આંખો પૂરશે,
માતૃભૂમિ મુજ જુલ્મની જંજીર માંહી ઝૂરશે.
મ્હારી ભયંકર ભૂલથી સાગર વહેશે લોહીના,
ઇતિહાસમાં જ્યારે લખાશે નામ જોજો કોઈના.

અપરાધ ! ભૂલ ! અને એનું પ્રાયશ્ચિત્ત પણ એવુંજ હોવું જોઇએ." કહેતાં બારોટે બીજીજ પળે પોતાની ભેઠમાંથી તીક્ષ્ણ ખંજર ખેંચી કાઢયું.

"અભિમાનમાં અંધો બન્યો તેનો નતીજો જોઉં છું,
પરિણામમાં પસ્તાઇને આ પ્રાણ આજે ખોઉં છું.
રડશે હજારો એક દિન આજેજ હું તો રોઉં છું,
મ્હારી કીધેલી ભૂલ હું મ્હારા રૂધીરથી ધોઉં છું."

એણે આંખો મીંચી એ પેટમાં હુલાવી દીધું. એ પડયો. રૂપનગરને લ્હાય લગાડનારે એ આગમાં પ્હેલો ઝંપાપાત કર્યો.

શયતાનને આંગણે આજ શહીદનું લોહી છંટાયું.

## પુષ્પઃ-બીજું.

### "આશાભર્યાં ઉર."



દિલ્હીને કાંગરે જ્યારે મોગલ સલ્તનતના બુલંદ સિતારાની ઝાંખી કરાવતો રૂપેરી ચાંદના ચિહ્નવાળો વિજયવાવટો ફરકી રહ્યો હતો, ત્યારે ભારતવર્ષનાં ભડવીર રાજપૂત ભૂપાળોની સ્થિતિ ઘણીજ કફોડી હતી. મારવાડના રાઠોડ કુળની એક બે નહિ પણ અનેક શાખાઓ થઇ ગઈ હતી. ઘણાખરા રાજકુમારો સરદારો અને સૈનિકો પોતાના પ્રાચીન રાજ્યો છોડી રૂપનગરમાં આવી વસ્યા હતા. રૂપનગર પણ કાળની કઠિણાઇએ કરી દૈવાધીન બની મોગલ-સમ્રાટની સત્તા નીચે મસ્તક નમાવી ખંડણી ભરી રહ્યું હતું. ત્યાંના રાઠોડ-વીરો મોગલ-સલ્તનતના તાબામાં સાધારણ સામંતોની પેઠે સેવા કરી રહ્યા હતા.

અંદર અંદરના લડાઇ-ઝગડાને આ નિર્માલ્ય પરતંત્ર અને ગુલામી દશા આભારી હતી. કંઇ કેટલાંયે સ્વતંત્રતાપ્રિય અને સ્વમાની રાજપૂત વીરલાઓને પોતાના જાતિબંધુઓ મોગલોની મોજડીને સલામ ભરે એ સાલતું હતું, કાંટાની માફક ખૂંચતું હતું, પરન્તુ શું કરે? ઢાલ વગર એકલી તલવાર તે ક્યાં સુધી ઝૂઝે? પડખે ઉભો રહી હિમત આપનાર પણ એને જોઇએને?

અને એવા કુસંપી વાતાવરણમાં પણ પોતાનું કંઇક સ્વમાન અને શૂરાતન જાળવી રહેલું હોય, તો તે એક રૂપનગર હતું. એ ન્હાનકડા રાજ્યના વીર અને ધર્માભિમાની માંડલિક રાજાને દિન પ્રતિ

દિન શશિકલાની માફક વિકાસ પામતી એક પંદર વર્ષની વીર પુત્રી હતી. એનું નામ કુમારિકા પ્રભાવતી ! ભર યુવાનીને હીંડોળે હીંચતી એ રાજબાળા સોળમા વર્ષમાં અત્યારે પ્રવેશી રહી હતી. એને સ્મિતભર્યે મુખડેથી, શરમાળ આંખડીએથી અને આશાભર્યા ઉરેથી સૌન્દર્ય સ્નેહ અને પવિત્રતાની પરિમલ નીતરી રહી હતી, આંધળા પુષ્પધન્વાની પ્રેમવાટિકાએ એ વીર પિતાની વીર બાળા અત્યારે વીરના વ્રત ઉજવી રહી હતી, વીરના પૂજન કરી રહી હતી.

રાજમહાલયથી દૂર આવેલા એક એકાન્ત સ્થાનમાં એ રહેતી હતી. ભગવદ્‌–ભક્તિ પૂજા–અર્ચા ગીતા–પઠન શાસ્ત્રાધ્યયન અને શસ્ત્રાધ્યયન સિવાય તેની અન્ય કશીય પ્રવૃત્તિ ન્હોતી. મીરાંબાઇ જેવી આ રાજકન્યા જન્મથીજ સાદી સંસ્કારિત લગ્ન પ્રતિ અરૂચી ધરાવનાર અને પ્રભુ–પ્રેમમાંજ નિરંતર મસ્ત રહેનારી હતી. પોતાના નિવાસ સ્થાનમાં તે પરપુરૂષનો પ્રવેશ સુદ્ધાં ન્હોતી થવા દેતી. અંગત સ્નેહી સગાં સિવાય અન્ય પુરૂષને તે પોતાની પાસે બોલાવતીય ન્હોતી, તેમ પોતે કોઇની પાસે જતી પણ ન્હોતી. તેમ છતાં ભૂલેચૂકે કોઇ પુરૂષનો સ્પર્શ થઇ જાય, તો તત્કાળ તે સ્નાન કરી નાખતી. આવી પવિત્ર વૃત્તિની અને સાધુજીવન ગાળતી રાજકન્યા સાદી છતાં સૌન્દર્ય અને શૌર્યની બેનમૂન પ્રતિમા હતી. એના પવિત્રતાભર્યાં પ્રભાવશીલ મુખચંદ્ર સ્હામે વિકારની દ્રષ્ટિએ જોવાની કોઇની હિંમત ન્હોતી ચાલતી. એકાન્ત ગૃહજીવનમાં આટલી સાદી અને વિરક્ત હોવા છતાં એ રાજપૂત કન્યા શસ્ત્રાસ્ત્રની ભારે શોખીન હતી.

× × × ×

"ઔરંગઝેબનો દૂત રાજકન્યા પ્રભાવતિનુ માગુ કરવા આવ્યો છે, એ વાત આજ આખા રૂપનગરમાં વિજળીને વેગે ફેલાઇ ગઇ હતી. રાજબાળા પ્રભા આ વેળા ઇષ્ટિદેવીનું પૂજન કરતી હતી. પાસેને કૂવે રાજ્યમહાલયની દાસીઓ નિત્યનિયમાનુસાર જ્યારે આજ પાણી ભરવા એકઠી થઇ, ત્યારે એમાંની એકે રાજકન્યાની માનીતી દાસી શશી કને વાત ઉપરથી વાત નિકળતાં એટલો મીઠો ટહૂકો કરી નાખ્યો: કે "બ્હેન! તું પણ ત્હારી બાઇની સાથે દિલ્હી જશે કે ?"

શશીને આ વાત સાંભળતાંજ રોમેરોમમાં જ્વાળા સળગી, છતાં એણે વખત વિચારી ઠાવકે મોઢે જવાબ વાળ્યો: "જ્યારે તમારા નમાલાં સ્વામીઓના હાથ સમશેરને બદલે સુવર્ણકંકણોથી શણગારાશે, શરીર ઉપર સુરવાળને બદલે તમારા શૂરા સ્વામીઓ• તમારી ચુંદડીઓ ઓઢશે, ત્યારે કદાચ એવો વખત આવે તો બનવા જોગ છે."

તલવારની ધાર જેવો આવો તીખો જવાબ આપી એ ધર્માભિમાની દાસી ત્યાંથી તુર્તજ રાજ્યકન્યાની પાસે પ્હોંચી ગઇ. શહેરમાં શેરી–ચૌટે ચર્ચાતી વાત અને સહીઅરોની મશ્કરી તેને એણે કડક શબ્દોમાં કહી સંભળાવી. નીડર રાજપૂત કુમારીએ એ સઘળી વાત ધીરજપૂર્વક સાંભળી. પછી એ બોલી: "ફિકર નહિ, શશી! બાપૂ અને રૂપનગરના બહાદુરો હવે શો જવાબ આપે છે? તે જુઓ, પછી વાત. દેવી શક્તિની મ્હેરથી સહુ સારા વાના થશે."

"પરન્તુ ભારતસમ્રાટની સ્હામે બાથ ભીડવા બાપૂ હિંમત કરશે?"

"શશી! કદાચ બાપૂ પાછા પડે, પરન્તુ સેનાપતિ રણવીર ક્યાં નાક જવા દે એમ છે? જેણે સામ્રાટના માનમાં સમશેર ભેટ મોકલાવી, તે શૂરવીરે આગળથી વિચાર નહિ કર્યો હોય શું?"

"પણ બ્હેન ! જ્યાં સઘળા સરદારોનો મત એક થશે, ત્યાં એકલા રણવીરભાનુ શું ચાલશે ?"

"તો પછી એ બાયલા સરદારોની જગ્યા આપણે શરમાળ સુંદરીઓ શોભાવી એમની પડખે ઉભા રહીશું, પરન્તુ રૂપનગરનું નાક તો નહિજ કપાવા દઇશું, રાજપૂતનું પાણી તો જરૂર બતાવીશું."

"આહા ! ત્યારે તો ચાલો, બ્હેન ! આજેજ રાણાજી દરબારમાં એ યવન–દૂતને જવાબ આપવાના છે."

"એમ છે, ત્યારે તો થઇ રહેશે. આપણે પણ એ પ્રસંગે પડદા પાછળ જવાબ લઇ હાજર રહીશું, અને વખત આવશે તો લજ્જાનો ત્યાગ કરી ઘુંઘટને દૂર કરી ભર્યા દરબારમાં તલવાર તાણી બાપુજીના બાયલા જવાબનો પ્રતિકાર કરશું."

"બ્હેન ! તમે દરબારમાં જશો ?"

"શા માટે નહિ ? પુરૂષો જ્યારે પાણી ગુમાવશે, ત્યારે અબળાઓ એની મેળે આગળ આવશે." એટલું કહેતાં એ વીર પિતાની વીર પુત્રી દેવીને નમન કરી શશીનો હાથ પકડી દરબારગઢ તરફ રવાના થઇ.

એના આશાભર્યાં ઉર આજ શૌર્યથી છલકાતાં હતાં.

પુષ્પ:-૩જું.

## " જવાબ "



મોગલ સમ્રાટને આંગણે રાજ્ય ખાતોટના લોહી છંટકાવનો કાતીલ ઘા જેમના કાળજા કંપાવી રહ્યો હતો, એવા સરદારો સાથે રૂપનગરના માંડલિકે આજ એક ભવ્ય દરબાર ભર્યો હતો. દિલ્હીશ્વર ઔરંગઝેબના પત્રનો જવાબ સર્વાનુમતે આજના દરબારમાં આપવાનો હતો. સભા સર્વત્રમાં શાન્તિ પથરાયલી હતી. એક બાજુ યવનદૂત મીર પણ બે લોખંડી પેટીઓ સાથે ભુજના આંકડા ચઢાવતો મગરૂરીથી ઉભો હતો

પત્રનો સારાંશ દૂતના આવતાં પહેલાંજ માંડલિકે તમામ સરદારોને કહી સંભળાવ્યો હતો. ' જવાબ શું આપવો ? ' એનોજ હવે નિર્ણય કરવાનો હતો, એટલે રૂપનગરનો રાજવી સિંહાસને બેઠા બેઠા બાલ્યો:

" મીર ! ભારતસમ્રાટનો રોમેરોમ જ્વાળા સળગાવે એવો અયોગ્ય સંદેશ અમે પત્ર દ્વારા જાણી ચૂક્યા છીએ. એમાં લખે છે, કે " રૂપનગરની રાજકુંવરીનો સંબંધ દિલ્હીના સિંહાસન સાથે કરી દિલ્હીશ્વરની ઇચ્છા મંજૂર રાખવી, નહિ તો પછી આ સાથે મોકલેલી બે વસ્તુઓમાંથી ગમે તે એકની વિચારપૂર્વક પસંદગી કરવી. તમે બુદ્ધિશાળી છો, એટલે તમને એનો અર્થ સમજાવવો નહિ પડે. એક શત્રુતાની ગરજ સારી સેવા કરશે, તો બીજી સ્નેહની રસ્સીને વધુ મજબૂત કરશે. કેમ ? પત્રનો સારાંશ તો આજ ને ? "

" જી ..હા...જે કંઇ ફરમાવ્યું હોય તે "

" તો લાવો, બતાવો, જે બે ચીજ તમે ગઇકાલે દરબારમાં રજુ કરવાની કહી હતી, તે ક્યાં છે ? રજુ કરો. "

" આ રહી, હાજર છે. " કહી દૂતે બાદશાહે મોકલાવેલી બે માર્મિક વસ્તુઓ રૂપનગરના રાજ્યદરબારની વચ્ચે મૂકી. " એક તો આ રત્નહાર અને બીજી આ તમારીજ મોકલાવેલી તેજસ્વી તરવાર."

સરદાર, સામંત, સેનાપતિ અને માંડલિક સર્વ કોઇ એ બે વસ્તુઓને જોઇ રહ્યા. પોતાની પાઠવેલી સમશેરનો અસ્વિકાર અને અપમાન એ રાણાના વીર સેનાપતિ રણવીરના હૃદયમાં હાડોહાડ લાગી આવ્યું. " શું સત્તાનું આટલું બધું અભિમાન ! મ્હોટાઇનું આટલું બધું ઘમંડ ? "

અગ્નિના ભડકામાં ઘીની આહૂતિ થઇ ચૂકી. રાઠોડરાય સ્વભાવે ડરપોક છતાં પણ આવાં આબરૂગમનના અવસરે કેશરી ધુરકે એમ લાલચોળ આંખે ગર્જતો અને વીરતાથી કંપતો સિંહાસન ઉપરથી ઉતરી નીચે આવ્યો. એક ક્ષણ પોતાની સ્હામે પડેલી પેલી બે વસ્તુઓ ઉપર એણે આંખ ફેરવી લીધી. સહુ કોઇના આતુર ડોળા માંડલિક હવે શું પસંદ કરે છે ? શું સમજે છે ? અને શો જવાબ આપે છે ? એ જાણવા એનીજ તરફ ટીકી રહ્યા. એ વયોવૃદ્ધ નહિ પરન્તુ અનુભવવૃદ્ધ રાઠોડરાયે પોતાના જમણા હાથે બેઠેલા સેનાપતિ રણવીર તરફ જોયું.

રણવીર રાજવીની નિર્બળના પામી ગયો, એટલે તરતજ ઉભો થયો, અને બોલ્યો: " આઝાદી, આબાદી અને આબરૂને માટે મરી ફીટનાર

માતૃભૂમિના વીર સંતાનો ! શૂરા સરદારો અને શાણા સામંતો ! આ બેમાં શું રાખવું ? અને શું પાછું મોકલવું ? એ ઉપર આપણે એકેએક જણે પૂરતો વિચાર કરવાનો છે. આ રત્નહાર એ સૂચવે છે, કે જો શ્રીફળ દેવું હોય અને સુલતાનને કપાળે કંકુનો ચાંદલો કરવો હોય, તો આ રાખો, જ્યારે પરાપૂર્વથી ગૌરવવાન એવું પૂર્વજોનું પાણીદાર નાક અણીશુદ્ધ રાખવું હોય, અને મરણીઆ બની સ્વર્ગની અભય વાટે હસતે મુખે સંચરવું હોય, તો રણવીરને છાજતી એવી આ દેવી ભવાનીને ભેટો, હર્ષથી ચૂમો, આનન્દથી વધાવી લ્યો.

નામર્દને શણગારવા સ્હામે પડેલો હાર છે,
ને મર્દ હો તો મર્દને આ છાજતી તરવાર છે.
આ હારને વ્હાલો કરી કીર્તિ કરો ક્યાં રાખની,
સમશેર સ્વિકારી અગર કિંમત કરાવો લાખની.
સમજો તમે તો શાહના આ હારમાં હાની ઘણી,
સમશેરને સ્વિકારવામાં આબરૂ છે આપણી.

એકથી તમારી કમરે લટકતી તરવાર કટાય છે, લજાય છે, જ્યારે બીજાથી તેજ થાય છે, ધોવાય છે, ઉજ્વલ થાય છે. એક ચોકખી ભીરૂતા બતાવે છે, જ્યારે બીજી શરત સ્વતંત્રતા, સ્વમાન, સન્માન, શૌર્ય અને સાચા પુરૂષત્વ સાથે સ્વધર્મપ્રેમના મહત્તાનું ભાન કરાવે છે. એક નાક કાપે છે, જ્યારે બીજી નાક રાખે છે. એક પૂર્વજોથી મહા પ્રયાસે મેળવાયલી અને વારસામાં મળેલી પવિત્ર પૂજનીય નામના ઉપર પાણી ફેરવે છે, જ્યારે બીજી એમાં ઉમેરો કરે છે. એક કપાળમાં કાળી કલંકની કાલીમા ઓઢશે, જ્યારે બીજી સ્વર્ગ અને સ્વતંત્રતાના દ્વારો ખોલશે.

કીર્તિ વધારે એક તો બીજીથી કીર્તિ જાય છે,
જાહોજલાલી એકની બીજી વડે ભૂંસાય છે.
ક્યાં તો તમારી જીંદગીનો મોહ આજે પરહરો,
ક્યાં તો તમે એ મોગલોની મોજડી મ્હોંમાં ધરો.
માગી રહ્યો છે રાજકન્યા આજ દિલ્હીનો ધણી,
કાલે ઉઠી કરશે તમારી બ્હેન--માની માગણી.

આ તો એની પહેલી ફૂંકનો ફૂંફાડો છે, એની દાઢમાં રહેલું ભયંકર ઝેર તો હજુ તમે હવે પછી જોશો.

અભિમાન તમને હોય જો કંઇ પણ તમારી જાતનું,
સન્માન જો કંઇ હોય સગી સ્ત્રી સુતા ને માતનું ?
જો દાઝ દીલે હોય કંઇ પણ ધર્મની કે દેશની ?
તો ઠોકરે મારો ગુલામી આ હવે હમ્મેશની.
સુલ્તાનને દઈ દીકરી ક્યાં તો સલામીઓ ભરો.
ક્યાં તો પછી કાયર બની કાળુ કરો, ડૂબી મરો.

શાણા સરદારો ! હૃદયના ઉંડાણને વાસેલા મજબૂત તાળાઓ જ્ઞાન—ચાવીઓથી ખોલો, અને પછી તમારા સહુનો શો અભિપ્રાય છે ? તે બોલો.”

“ સમશેર, સમશેર, સમશેર. ”

એકજ અવાજ ! એકજ અભિપ્રાય ! કેવળ એકજ શબ્દનું ધ્હાડી ગૂંજન ! વિજળીને વેગે નાગની જીભ સમાન સમશેરો મ્યાનમાંથી બ્હાર ઝબકી ઉઠી, અને એની સાથેજ માંડલિકે પણ હર્ષઘેલા હૃદયે આવેશમાં આવી જઇ એ ભૂમિ ઉપર પડેલી સમશેર ઉઠાવી લીધી, એને ચુમી, આંખે અડાડી. ગમે એવો બ્હીકણ છતાંય એ આખરે રજપૂતનો અંશ હતો.

"બોલો, દેવી ભવાનીનો જય."

એ પ્રચંડ જયગર્જના સર્વ કોઇએ ઉભા થઇ મસ્તક નમાવી ઝીલી લીધી. એટલે સેનાપતિ ચુડાવતે ઉભા થઇ વીરતાથી નિગળતી વાણીમા કહ્યું:

"સબૂર! મહારાણાને મ્હારી વિનંતી છે, કે આવેશમાં ઉશ્કેરાઇ ઉભા થએલા આ તમામ વીર સરદારો અને સામંતોને પોતાની લીધેલી પ્રતિજ્ઞા હમેશને માટે યાદ રહે, એટલા માટે દરેક જણ આ દેવી ભવાનીને હાથમાં લઇ મ્હારી માફક સોગન ખાય, કે:

**સંકટ સહીને સેંકડો લીધી પ્રતિજ્ઞા પાળશું,**
**મરતાં સુધી માતૃભૂમિની આબરૂ સંભાળશું.**
**બળશું અમે સાથે અમારા શત્રુઓને બાળશું,**
**ને લોહીનો બદલો બરાબર લોહી રેડી વાળશું.**
**રજપૂત બચ્ચાની કમાનેથી છૂટેલું બાણ છે,**
**વિંધ્યા વિના પાછું ફરે તો(આ)ભવાનીની આણ છે."**

"શાબાશ! મ્હારા શૂરવીર સેનાપતિ! શાબાશ. ત્હારી વિનંતીને હું ઘણાજ પ્રેમપૂર્વક માન આપું છું. સામંતો! સમશેરને હાથમાં પકડી સોગન ખાવ."

સઘળા સરદારો અને સામંતોએ પોતપોતાની સમશેરો કાઢી સોગન ખાધા. એટલે પછી માંડલિક મીરને સંબોધી બોલ્યો:

"મીર! જા, જવાબ ત્હને મળી ગયો છે. લે, આ ત્હારો હાર, ને ચાલતો થા. ત્હારા વિજયી સમ્રાટને મ્હારો એટલો સંદેશો કહેજે, કે રૂપનગરની રાજકન્યાનું મોઢું રૂપનગરનું સૌભાગ્ય રંડાયા વિના તું નહિજ ભાળી શકે."

"અને પછી પણ ભાળવા પામશે, તો એનું રૂપ નહિ પરન્તુ એની રાખોડી." વીર રણુવીર પાછળથી ગર્જ્યો

"પરન્તુ માંડલિક! બળીઆ સાથે બાથ ભીડવામાં મજાહ નથી." મીરે દાંત કચકચાવ્યા.

"એ વિચાર બાયલા અને મ્હોતથી ડરનાર મોગલોને સોપ્યો. મ્હોતને મુઠ્ઠીમાં રાખી ફરનાર રાજપૂત બચ્ચાને એ ખ્યાલ ન કરવાનો હોય!

જે દેહને માટે જીવે ને દેશને માટે મરે,
રજપૂત બચ્ચો તે કદી વિચાર એવો નહિ કરે.
જે આબરૂ ને ધર્મ ઉપર પ્રાણ મોંઘા પાથરે,
તે સિંહ આવા શિયાળોની ગર્જનાથી નહિ ડરે.

× × × ×

જે શબ્દ ખાતર શિષ કાપી સ્હેજમાં સ્હામે ધરે,
તે વીર મૂર્તિ મ્હોતથી ગભરાઇ શું પાછો ફરે?
સમજી શકે ક્યાંથીજ તું સામાન્ય મોગલ દૂત તે,
સમ્રાટને કહેજે કે આ મોગલ નથી રજપૂત છે."

"પરન્તુ આવેશમાં ઉશ્કેરાઇ જઇ આવું ઉતાવળું અને અવિચારી પગલું ભરતાં પ્હેલાં જેને માટે આ સેંકડોના જીવનની પાયમાલી થનારી છે, વૈમનસ્યની વેલી રોપાવાની છે, તે રાજકન્યાનો અભિપ્રાય માંડલિકે લીધો હોત તો ઠીક."

"મ્હારો અભિપ્રાય પણ એજ છે." કહેતી એ સાદા પરન્તુ સ્વચ્છ શ્વેત ચંદ્રિકા શા વસ્ત્રોમાં શોભતી સૌન્દર્યસંપન્ન વીરબાળા પડદા પાછળથી પોતાના પિતાના સિંહાસન સમીપ અવગૂંઠન ઉલેચી ઉભી રહી. સહુ કોઇ સાશ્ચર્ય નજરે એની તરફ નિહાળી રહ્યા. એ વેગવંતી વાણીમાં ગર્જી:

"રાજપૂત વીરો અને વીરાંગનાઓ પ્રાણ તેમજ પ્રતિષ્ઠા, શિયળ તેમજ સૌન્દર્ય ખરીદતાં અગર કોઈને વેચતાંજ નથી, પરન્તુ એને માટે પોત્તે પોતાની જાતને વેચી નાખે છે. સમજ્યો? દૂત! અને આ લાલ-લીલાં ચમકતા પત્થરના ટુકડાઓનો હાર......" એટલું કહી પ્રભાવતીએ પિતાના હાથમાંથી નીચે પડેલો હાર ઉપાડી એને તોડી નાખ્યો. "લે......ઉઠાવ......મ્હારો જવાબ બાકી હતો, તે ત્હને આપી દઉં છું, અને વિશેષમાં ત્હારા રાજાને માટે મ્હારા તરફથી આ મ્હારી મોજડી મોકલાવું છું. ત્હારા એ મદોન્મત્ત સમ્રાટને જઈને કહેજે, કે રૂપનગરની રાજકન્યાને બદલે તેના પગની આ મોજડીના પણ દર્શન કરવાના મળે છે, એટલું પણ ત્હારૂં અહોભાગ્ય! બાકી મ્હારા પગની આ મોજડીને પણ તું લાયક નથી. વીરભૂમિ રાજસ્થાન તે હજુ મર્યું નથી, પરન્તુ મરણ-શય્યા પર સૂતું છે. રણાંગણમાં મૃત્યુની છેલ્લી ઉંઘ લેતાં લેતાં પણ એક વાર વીર અભિમન્યુની (કૌરવોના માથા છેદવાની) ગરજ એ અચૂક સારશે. રાજપૂતોએ ભલે સ્વતંત્રતા ખોઈ હોય, પરન્તુ શૌર્ય નથી ખોયું. ધામ અને આરામ ભલે ગૂમાવ્યા હોય, પરન્તુ યશસ્વી નામ હજુ નથી ગુમાવ્યાં. ભૂમિ ભલે જીતાઇ હોય, છતાં હૈયાં હજુ નથી જીતાયાં.

માથા નમાવ્યા છે અમે પણ માન કંઇ મૂકયા નથી,
હેઠાં પડયાં આ હાથ પણ હથીયાર કંઈ ઝૂકયા નથી.
માર્યાં શરીરો સ્થૂળ આ......પણ શૌર્યને માર્યાં નથી,
હારી ગયા છે યુદ્ધ પણ...હિંમત હજુ હાર્યાં નથી.
ભેદયાં આમારા દેહને......પણ દીલ ભેદાયાં નથી,
છેદયાં અમારાં વારસો પણ વંશ છેદાયાં નથી.

× × ×

આ હાથ ને હથીયાર ને હૈયાં અમારાં એજ છે,
તરવાર આ એના હજુ એવાંજ તીખાં તેજ છે.
ધીશ પડયાં તોયે અડગ એવીજ આજે ધીરતા,
વર્ષો વિત્યાં તોયે હજુ કાયમ અમારી (એ) વીરતા.
કંટક–બિછાના એ અમારે આજ ફૂલની સેજ છે,
સત્તા નથી બાકી હજુ શક્તિ તો એની એજ છે.

સત્તાના બળે જમીનનો ટુકડો જીત્યા, એમાં શું વળ્યું ? સાચો વિજય તો પ્રજાના હ્રદય જીતવામાં છે, એના હૈયાં ઉપર રાજ્ય ચલાવવામાં છે. ભારતના ખૂણેખૂણામાં હજુ વીર–રત્નોની પ્રતિમા અને પ્રતિભાઓ પડેલી છે. હોજ ભલે ભરેલો નથી રહ્યો, પરંતુ છૂટા–છવાયાં જળના ફોરાંઓ તો એમાં જરૂર શોધ્યા સાંપડશે. અને આ રત્નહાર ! રમણીઓનો અલંકાર ! ઓ રાજદૂત ! ત્હારા એ મદાંધ સમ્રાટને મ્હારા તરફથી એટલું જરૂર કહેજે, કે રાજસ્થાન રણવાસપ્રિય ભૂમિ નહિ, પરન્તુ રણસંગ્રામપ્રિય ભૂમિ છે. આવાં શૃંગાર–અલંકાર તો મોગલ–ઝનાનામાં બૂરખા નાખી બેસી રહેતી તમારી નકાબપોશ મોજીલી અને રંગીલી બેગમોનેજ શોભે, અહીંની વીર પુત્રી વીર પત્ની અને વીર માતાઓને નહિ. સમશેર ઝાલી સ્વદેશ, સ્વધર્મ અને સતીત્વને માટે સમરાંગણમાં સર્વસ્વ સમર્પણ કરી દેનારી, પોતાના પ્યારા પતિઓ અને પુત્રોનું હસ્તે મુખે બલિદાન દેનારી, બહાદુર રાજપૂતાણીઓ શૃંગાર શું છે ? તે આવે સમયે સમજતીજ નથી. અને જ્યારે રૂપનગરની રાજકન્યા, એક અબળા આવા રત્નહારની લાલચને ઠોકરે મારે છે, ત્યારે પછી અહીંયાનો રજપૂત બચ્ચો તો આવા પચરંગી કાચ–કીડીયાંની માળાને સ્પર્શેજ શાનો ? જાવ...તમારા સત્તાધીશ સુલતાનને ચોકખે ચોકખું સંભળાવી દેજો, કે રૂપનગરના રણવાસો તમારા

મોગલાઈ રંગમહાલયોમાં વસતી રૂપાળી રમણીઓ અને બાંદીઓની માફક કેવળ શૃંગારપ્રિય સુંદરીઓ નથી શોભાવતી, પરન્તુ ત્યાં તો કમરે કટાર ખોસી ફરનાર ધુરંધર અકબરશાહ જેવા તમારા વડવાઓની છાતી ઉપર ખંજર ધરી ઉભી રહેનાર ( પાવશેરકી કટારીસે ડુલાઇ સારી બાદશાહી ) પૃથ્વીરાજની પત્ની લાલબા, અને ભીમસિંહની વીરાંગના પદ્મિની જેવી મહિમાવતી મહિલાઓ શોભાવે છે. રૂપનગરની રાજકન્યા તો શું પણ એની એક સાધારણ ગુલામડીના શરીરની રાખોડી પણ ત્હને મળશે કે કેમ ? તે એક સવાલ છે. રાજકન્યા પ્રભાવતિના પતિ થવાની લાયકાત મેળવવા માટે ત્હારા મોગલ સમ્રાટને અમારી ભૂમિમાં અને અમારી જાતિમાં એક વાર નહિ પણ એકસો વાર સ્ત્રીનો અવતાર લેવો પડશે. કારણ ? કે તમારો શાહ આખા ભારતવર્ષનો સત્તાધીશ થયા છતાં, પોતાનો ધર્મ શું છે ? તે સમજતો નથી, જ્યારે રૂપનગરના રાજ્યની એક સોળ વરસની કુમારિકા પોતાનો ધર્મ સમજી શકે છે. માટેજ...આ મોજડીનો અનુપમ ઉપહાર મ્હારા તરફથી ત્હારા સમ્રાટના જવાબમાં લેતો જા.” કહી રાજ્યકન્યાએ પોતાના પગમાંહેની રત્ન જડિત મોજડી કાઢી ભર્યા દરબારમાં દૂતના શરીર ઉપર છૂટી ફેંકી.

“શું આજ જવાબ ?”

“હા એજ જવાબ. જઈને કહેજે, કે સમ્રાટે પાછી મોકલેલી સમશેર સ્વીકારવામાં આવી છે, અને આપનું અણસમજથે થયેલું અપમાન ધોવા ફરીથી આ આપને યોગ્ય એવીજ ભેટ મોકલાવી છે.”

“ઉભો રહે, મીર ! સાથે મ્હારા તરફથી એટલું પણ વધારજે, કે ઘવાયલો વનરાજ પણ જીવ કટોકટીના વખતમાં, મરતાં મરતાં

પણ કેવી કાળજા કંપાવે એવી ભયંકર ચીસ પાડે છે, એના અનુભવ તો તમને રણભૂમિમાં થશે." સેનાપતિ રણવીરે અધૂરો ઘડો પૂરો ભર્યો.

"તો તમે પણ યાદ રાખજો, તમારી આ ઉદ્ધતાઇનું પરિણામ પણ તમારે બહુ ભયંકર ભોગવવું પડશે." **મીર** એ તૂટેલો હાર અને મોજડી ઉપાડતો જતો જતો બોલ્યો.

" ગભરાશો મા, હાથે રહી તમારા સુલ્તાને આજે પાણીમાં પત્થર નાખ્યો છે, તો હવે છાંટા ઉડયા વિના નહિ રહે. અમે કદાચ આખા ભિંજાઇશું, તોય તમે તદ્દન કોરા તો નહિજ રહી જાવ.

ભરતી તમારીમાં અમારૂં નાવ જોકે બૂડશે,
તોપણ અમારી છોળના છાંટા તમોને ઉડશે.
અન્યાયથી ફાવ્યાંછ ને પાછાં ફરીથી ફાવશો,
નિષ્ઠુરતામાં નામ નોંધાવ્યાંછ ને નોંધાવશો.

× × × ×

છેવટ અમે જો હારશું ને આપ જો નહિ હારશો,
તોપણ અમારી હાર એ મરતાં સુધી સંભારશો.
રજપૂત આ આજે હવે રૂઠયા વિના રે'શે નહિ,
આ દેહ દેશે પણ કદાપી દીકરી દેશે નહિ.

ચલાવ, જાવ, ચાલતા થાવ..." વીર રણવીર ભવાં ચઢાવી ખુલ્લી તરવારે દૂત તરફ ધસ્યો.

માંડલિક પોતે તથા તમામ સરદારો પણ ઉભા થઇ ગયા. વખત વિચારી **મીર** ત્યાંથી પાછલે પગે જીવ લઇને પલાયન થઇ ગયો.

સામંત તથા સરદારો પણ એક પછી એક આજ્ઞા લઇ ત્યાંથી ચાલતા થયા. કેવળ યુદ્ધની ગુપ્ત મંત્રણા ક્યાં? ક્યારે? અને કેવી

રીતે કરવી ? તેનો વિચાર કરવાને રૂપનગરનો રાણો સેનાપતિ રણવીર તથા રાજકન્યા પ્રભાવતિ એ ત્રણજ વ્યક્તિઓ ત્યાં રોકાઇ હતી. બરાબર એજ વખતે માંડલિકે રણવીરના કાનમાં કહ્યું:

"રણવીર! અપમાનના આવેશમાં એ સીનમગર સમ્રાટનો ક્રોધ માથે ખેંચતા તો ખેંચાઇ ગયો છે, પણ હવે કોની મદદ પર ટક્કર ઝીલશું ? બાથ ભીડીશું ?" ડરપોક રાણાએ પાછો નિશ્વાસ નાખ્યો.

"આપણા પોતાનાજ પગ ઉપર! બાહુબળ ઉપર! પારકાને વિશ્વાસે રહેનાર પહેલો ખત્તા ખાય છે, મહારાજ! મૂઝાવ મા. જેવી વીરતાથી જવાબ દેવાયો છે, તેવીજ વીરતાથી જાન પણ દેવાશે, એ ખાત્રી રાખજો."

"ભલે, જેવું રૂપનગરનું ભાવિ."

આ વેળા રાજબાળાના આશાભર્યાં ઉર આશાના પૂરથી છલકાઇ રહ્યાં હતાં. અંતે ન્હાનકડા રૂપનગરે નાક રાખ્યું, એ વિચારે આજ એની આંખોમાં અભિમાનની અપૂર્વ ઝલક હતી. પણ......રાજપૂતનું પાણી રાખવા જતાં આજ એણે પોતાની પ્રતિજ્ઞા ઉપર પાણી મૂક્યું હતું.

એ પ્રતિજ્ઞા તે એના અખંડ કૌમાર્યવ્રત!

પુષ્પઃ-ચોથું.

## "આગનો તણખો."



"મીર ! શું આ જવાબ ? રૂપનગરના મગતરા જેવા માંડલિકનો આ ફૂંફાડો !

"જી હા નામદાર ! એજ જવાબ, એવોજ જવાબ."

"તું શું બકે છે ? ભારતસમ્રાટનું એ એક બે બદામની છોકરીએ મોજડી મોકલી અપમાન કીધું, અને તું હારા સમ્રાટનું આવું હડહડતું અપમાન ભર્યા દરબારમાં એક વીર પુરૂષ થઇને નીચે મોઢે જોઇ રહ્યો ? સાંભળી રહ્યો ? સાંખી રહ્યો ?"

"ત્યારે શું કરૂં ખુદાવિંદ ! હાથી આગળ મગતરાનો શો હિસાબ ?"

"અરે, મરી જવું જોઇતું હતું, કાફર ! પણ આવી ચણીઆ-ચોળીના ચીંથરા પ્હેરનાર એક નાદાન છોકરીના પગની મોજડી તું કયું ઉજળું મોઢું લઇને મ્હારી પાસે ઉપાડી લાવ્યો ?"

"જહાંપનાહ ! બંદાએ તો બહુ કહ્યું, પરન્તુ બોલવાથી શું વળે એમ હતું ?"

"તો બાયલા ! હારી તલવાર ક્યાં કટાઈ ગઇ હતી ?"

"નામદાર ! એ વખત અને એ જગ્યા તલવાર તાણવાના ન્હોતાં."

"ત્યારે શું એક છોકરીની ચૂંદડીમાં મોઢું સંતાડવાના હતા ? મીર જરા શરમા, હારા કરતાં તો એ નાદાન છોકરી સારી, કે ભરી સભામાં હને આ મોજડી હિંમતથી છૂટી મારી.

જે મર્દ થઇ લાગ્યો ઉપાડી એક સ્ત્રીની મોજડી,
એ વીરની મરદાઇ ને મરદાનગી પર થૂ પડી.
તરવાર તાણી તીવ્ર ઝૂઝ્યા જંગ હાથ કસાયલા,
તે એક નાજૂક છોકરી સ્હામે ધ્રૂજ્યા ઓ બાયલા!

એણે કટારી કાઢી ને તરવાર ત્હેં તાણી નહિ,
તું મર્દ એ ઓરત છતાંયે હાથમાં પાણી નહિ.
નામર્દની પેઠે ઉભા રહી નામને ખોયા કર્યું?
આંખો ઉઘાડી રાખીને અપમાન આ જોયા કર્યું?

હું ભારતનો અધિશ્વર! અને મ્હને આ સન્માન! એક તુચ્છ ઠાકોરડો આપે! હું ધારતો હતો, કે રૂપનગરનો માંડલિક મ્હારી માગણીનો ઇન્કાર કે અનાદર કરવાનો સ્વપ્ને પણ વિચાર કરશે નહિ, એને બદલે એણે મ્હારી માગણી ઠોકરેજ મારી નહિ, કિન્તુ આવી ભયંકર ઠેકડી કીધી. ફિકર નહિ, બસ...હવે તો કયાં એ નહિ, કયાં હું નહિ, મીર!"

"જી સરકાર!"

"મોગલોનું નાક તો તું કાપી આવ્યો, આબરૂ તો વેચી આવ્યો, અને પાણી પણ ગૂમાવી આવ્યો, હવે કંઇ બાકી રહ્યું છે? બોલ, હવે શો વિચાર છે?"

"સમ્રાટ! એ અપમાન! એ ભૂલ! ધોવાની મ્હને એક વાર તક બક્ષે."

"તો જા, અત્યારે ને અત્યારેજ સેનાપતિ સુલતાનસિંહની બેહજાર માણસોની ટુકડી લઈ તું રૂપનગરથી દશ માઇલ દૂર છાવણી નાખી, એક વાર ફરીથી એ રૂપનગરના મતિહીન માંડલિકને તેના આ ઉતા-

વળીઆ જવાબને માટે વિચાર કરવાની ચેતવણી આપ, તક આપ, અને તેમ છતાં પણ તે પોતાનો વિચાર ફેરવવાની નાજ પાડે, તો તેને યુદ્ધનો પયગામ પહોંચાડી યોગ્ય શિક્ષા કરો. એ હઠીલા રાણાને અને તેની એ ગૂમાની દીકરીને જીવતાં પકડી લાવો. જાવ, હું જાતે પણ જબરી ફોજ લઈ તમને મદદ કરવા આવી પહોંચું છું."

"જેવો દિલ્હીશ્વરનો હુકમ."

રૂપનગરના જવાબમાં **મીર**ને સમ્રાટ તરફથી પશુબળનો ઉપયોગ કરવાની આજ્ઞા થઇ. શાહેનશાહના ઠપકાથી જેને રૂંવે રૂંવે નામોશી અને શરમની આગ સળગી હતી, એ મોગલ દૂતે હવે એ અપમાનનો બદલો રણમેદાનમાં ખુલ્લે હાથે વ્યાજ સહિત વસૂલ કરવાનો નિશ્ચય કરી સેનાપતિ સુલ્તાનસિંહને બાદશાહનો સંદેશો પ્હોંચાડી પાછળ આવવાનું કહી પોતાનો ઘોડો ફરી વાર રૂપનગરને રસ્તે મારી મૂકયો. આ વખતે તેના ટાંટીઆમાં બેવડું જોર હતું, તેના દીલમાં બેવડો ઉત્સાહ હતો, તેની આંખમાંથી અપમાન અને વૈરનું ખૂન વરસતું હતું. કારણ! આ વખતે તે સુલેહનો સંદેશ નહિ પરન્તુ યુદ્ધનો પયગામ લઇને જઇ રહ્યો હતો.

બાપડો રૂપનગરનો રાજ્યબારોટ નિર્દોષભાવે શાન્તિના ઢગલામાં સ્વમાનની સળી ચાંપી રસ્તે પડયો, અને એ ધુંધવાતા અગ્નિમાં સેનાપતિ રણવીરે અને રાજકન્યા **પ્ર**ભાવતીએ મળી પૂર જોરથી ફૂક મારી. એટલે પછી એ ધુમાનો-ધુંધવાનો અગ્નિ ભડભડાટ સળગી ઉઠયો. આજે એમાંથી એ **આગનો તણખો** ઉડયો. એને આખા રૂપનગરને ભસ્મિભૂત કરવાની મહત્વાકાંક્ષા હતી.

પછી એ આગનો તણખો કોણે બૂઝાવ્યો?

## પુષ્પ:-પાંચમું.

### "ફક્ત ચોવીસ કલાકમાં."



"રણવીર ! આમાં તમને શું લાગે છે ?"

"લાગવાનું શું હતું ? મોગલદૂત યુદ્ધનો પયગામ લઇ હમણાજ આવી પહોંચશે. એક એક પળ જાય છે, એ બહુજ અમૂલી જાય છે. માટે હવે તો બીજા વિચારોને મનમાંથી રજા આપી દુશ્મન સાથે ટક્કર ઝીલવાનીજ તાકીદે તૈયારી કરો."

"રણવીર ! કઇ હિમત ઉપર રૂપનગરનો એક સાધારણ માંડલિક મોગલ શહેનશાહની મહાસેના સાથે મુકાબલો કરવા મયદાને પડે ?"

"ભરી સભામાં જે હિંમત ઉપર આ મોઢાએ જવાબ દીધો હતો, જે શક્તિના વિશ્વાસ ઉપર આ હાથોએ તલવાર તાણી હતી, તે હિંમત ઉપર."

"આવેશ આંધળો છે, રણવીર ! આ સાહસ આપણા સર્વ નાશનું પગથીઉં છે. આનો અંજામ શું આવશે ? એની કંઇ કલ્પના સરખીય તું કરી શકે છે ?"

"મહારાજ ! જો તમે મ્હારોજ વિચાર જાણવા માગતા હો, મ્હારાજ દીલનું પાણી માપવા માગતા હો, તો હું ખુલ્લેખુલ્લું જણાવી દઉં છું, કે રાજકન્યાને પરધર્મીના હાથમાં આપી નમાલા રૂપનગરને નાક વિનાનું અને જીવતું જોવા માગવા કરતાં તો એના લાલચોળ ધગધગના અંગારા અને એની ગૌરવભરી ધીકતી રાખોડી જોવાનુંજ હું વધુ

પસંદ કરૂં છું રજપૂત બચ્ચો પ્રાણ કરતાંય પ્રતિષ્ઠાને વધારે ગણે છે, મહારાજ !"

"ત્યારે આપ સર્વની છેવટની સલાહ શું એવીજ છે ?"

"છેલ્લા શ્વાસ સુધી સમશેર અને સમરાંગણ પ્રભુ ! જો રૂપનગર મરવાનુંજ હશે, તો એને ઉગારી શકવાની શક્તિ પૃથ્વીના પડ ઉપર કોઇનામાં નથી. તો પછી નાહકની કાળી ટીલી કરી બાપદાદાની ગૌરવાંકિત કીર્તિને શા માટે ઝાંખપ લગાડવી ? ધોઇ નાખવી ?"

"ભલે જેવો તમારા બધાનો વિચાર."

× × × ×

નિશાદેવીએ જગત્ બાલકને પોતાની શ્યામરંગી સાડીનો પાલવ ઓઢાડી ઉંઘાડી દીધું હતું. સમય રાત્રીના નવના સુમારનો હતો. માંડલિકના છૂપા મંત્રણાગૃહમાં રાજ્યના પાંચ મુખ્ય સામંતો આજ યવનદૂતની ધમકીનો જવાબ દેવાની છૂપી મસલત કરી રહ્યા હતા. રાણો પોતાના જન્મસ્વભાવ પ્રમાણે જવાબ આપ્યા પછી ભાવિના અમંગળ ભણકારાએ દીલમાં ડરી પાછા કદમ ભરવા લપસતો હતો, જ્યારે વીર સેનાપતિ રણવીર અને સામંતો એને પ્રાણના ભોગેય પ્રતિજ્ઞા અને પ્રતિષ્ઠાને વળગી રહેવા હિંમત આપી રહ્યા હતા. બરાબર એજ વખતે એક સેવકે આવી સમાચાર આપ્યાઃ કે "મહારાજ ! બહાર મોગલસમ્રાટનો દૂત પાછો આવેલો છે, અને તે આપને અત્યારેને અત્યારે..."

"જાવ, એને કહી દ્યો, કે આજ રાતે રાજ્યના ઉતારામાં રાતવાસો કરી સ્હવારે દરબારમાં હાજર થાય."

"મહારાજ ! મ્હેં એને બહુયે કહ્યું, પરન્તુ એ તો એવું કહે છે, કે સંદેશો બહુજ અગત્યનો હોઇ હાલ ને હાલ મહારાજને મળવોજ જોઇએ."

"ભલે, તો આંખે પાટા બાંધી એને અંદર લઇ આવ."

શિર નમાવી સેવક ગયો, એટલે મીર થોડી વારમાં અંદર દાખલ થયો. એને ફરી આવેલો જોતાંજ–સાંભળતાંજ માંડલિકનું મોઢું ફિક્કું પડી ગયું, એને પ્રશ્ન પૃછવાય એના હોઠ ન ઉઘડયા, પરન્તુ સેનાપતિ રણવીરે એને વીરતાથી પ્રશ્ન કર્યો: "મોગલદૂત! આવો, યુદ્ધનું કહેણુ લઇને આવ્યા છો, કે કંઇ બીજું ?"

"જો માંડલિક સમજે તો સુલેહનો સંદેશ પણ છે, અને ન સમજે તો છેવટ યુદ્ધ તો છેજ. બાદશાહે મ્હને આપના ઉતાવળીઆ પગલાને માટે એક વાર ફરીથી વિચાર કરીને જવાબ આપવાની તક આપવા મોકલ્યો છે."

"વિચાર શું કરવાનો હતો? વિચાર કરવાનો હતો, તે કરી ચૂકયા, જવાબ આપવાનો હતો, તે આપી ચૂકયા. હવે ફરીને શું છે?" રણવીરે વનરાજ સમી ગર્જના કરી.

"તો હવે સાંભળી લ્યો. હું આ વખતે એમને એમ ખાલી હાથે નથી આવ્યો. અહીંથી દશ માઇલ દૂર સેનાપતિ સુલતાનસિંહ બે હજાર મોગલ સૈનિકોની છાવણી નાખી આપના જવાબનીજ રાહ જોતો પડ્યો છે. તમારો છેલ્લો હા–ના નો જવાબ, અને યુદ્ધનું મંડાણુ ! કહો માંડલિક ! હવે શો વિચાર છે ?"

"મહારાજ ! બ્હાર બ્હેન આવેલાં છે, અને વાંધો ન હોય તો તેઓ અંદર આવવાની રજા માગે છે." પ્રતિહારે આવી રાજકન્યાનો સંદેશો રજુ કર્યો.

"જા, એમને ખુશીથી અંદર આવવા દે."

રાજદૂતને છેવટનો જવાબ મળે તે પ્હેલાં તો ત્યાં પ્રભાવતી આવી પહોંચી. આવતાંજ એની આંખ મોગલદૂત મીર ઉપર પડી. મીરની આંખો પણ એ રાજકન્યાને જોતાંજ લાલચોળ થઇ ગઇ. તમામને શાન્ત બેઠેલાં જોતાંજ એ વીર બાળાએ સવાલ કર્યો: "બાપુ! અત્યારે ફરી પાછું આ શું છે ?"

"આવ, બ્હેન ! મોગલસમ્રાટનો રાજદૂત ફરીથી આવ્યો છે, અને આપણો છેલ્લો જવાબ માગે છે."

"જવાબ તો એને એક વખત મળી ચૂકયો છે, પછી ફરીથી શા માટે ?"

"પણ આ વેળા જવાબ નહિ પરન્તુ જાન દેવાનો છે."

"એટલે ?"

"બે હજાર મોગલ સૈનિકો સાથે સુલતાનસિંહ રૂપનગરથી દશ માઇલ દૂર છાવણી નાખી પડેલો છે. વળી કાલ થતા સુધીમાં તો બાદશાહ સલામત જાતેજ લશ્કર લઇ અત્રે ઉપસ્થિત થશે. આપણને યુદ્ધની કશી પણ તૈયારી કરવાનો સમય નથી. કહે, આવા વિપરિત અને અણધાર્યા સંજોગોમાં હવે શું કરવું ? એક બાજુ એકલી તું ! ત્હારી આબરૂ ! જ્યારે બીજી બાજુ આખી રૂપનગરની રાંકડી રૈયત ! આબરૂ યા તો અંત ! રાજ્ય કયાં તો રાજ્યકન્યા ! એ બેમાંથી એકને અત્યારે પસંદ કર્યેજ છૂટકો."

"જો સંજોગો સર્વથા એવાં વિપરિતજ હોય, તો બાપૂ ! હું મ્હારી એકલી જાતને માટે આખા રૂપનગરને ભસ્મિભૂત કરાવવા દેવાની સલાહ નથી આપતી. મોગલદૂત ! જા ત્હારા એ સમ્રાટને જઇને

સંદેશો પહોંચાડ, કે રૂપનગરની રાજકન્યા પોતાના રાજ્યને અને રૈયતને ખાતર પોતાનો હાથ દિલ્હીપતિના હાથમાં મૂકશે. સુલતાનસિંહ તથા સૈન્યને લઇ હવે તમે સત્વર પાછા વળો, અને તમારા શહેનશાહને પરમ દિવસે પ્રભાતના પ્હોરમાં પૂરતા સન્માન સાથે અહીંઆ તેડી લાવો."

"શું ? રાજકન્યા સમ્રાટની માગણીનો સ્વિકાર કરે છે ?" રણવીર આશ્ચર્યભરી આંખે બોલી ઉઠયો.

"હા, જો મ્હારી એકલીને ભોગે આખી રૂપનગરની પ્રજાનું કલ્યાણ થતું હોય, તો હું મ્હારો ભોગ આપવા તૈયાર છું. દૂત, જાવ, તમને જવાબ મળી ચૂકયો છે."

"પરન્તુ એ જવાબમાં આપે એક દિવસનો વચ્ચે વિલંબ કર્યો છે, એનું કાંઇ કારણ ?" રાજદૂતે ખૂશ મિજાજમાં પ્રશ્ન કર્યો.

"તમારા મહાન ભારતસમ્રાટનું સ્વાગત કરવાને માટે અમારા ન્હાનકડા રાજ્યને એટલો વખત તો જોઇએને ?"

"ભલે, ભલે, બીજું કાંઇ કહેવાનું છે ?"

"કંઇજ નહિ, કહેજો કે રૂપનગરના માંડલિકે નહિ, પરન્તુ રાજકન્યાએ જાતેજ આ જવાબ મોકલાવ્યો છે."

"બહુ સારૂં."

અને બીજીજ પળે એ મોગલદૂત **મીરે** આવ્યો હતો, તેમ પાછો ફરી પોતાનો ઘોડો મારી મૂકયો. સુલ્તાનસિંહ તથા તેના સૈન્યને પણ તેણે રસ્તે જતાં આ શુભ સમાચાર સંભળાવી પાછા ફરવાની સલાહ આપી દીધી. એના દીલમાં પોતાની આ ફત્તેહની વધામણી માટે બાદશાહની પાસે પ્હોંચી ભારે ઇનામ મેળવવાની ઇંતેજારી હતી. પરન્તુ અભાગી આશા ! કોની પૂરી થઈ છે ?

જ્યારે રાજકન્યાના આ વિચિત્ર જવાબથી માંડલિક, સેનાપતિ, તથા સરદારો ફાટી આંખે જોઈજ રહ્યા હતા.

× × × ×

"હા...હા...હા...હા...હા." પ્રભાવતી દૂતના ગયા પછી પોતાના સામંત કાકાના હાથમાં તાળી આપી ખડખડાટ હસી પડી. સહુ કોઈ એ શાણી રાજકન્યાના આજના આવા દીવાના વર્તને વ્હેમાયા. આખરે માંડલિકથી બોલ્યા વિના ન રહેવાયું. "બ્હેન! અચાનક આ શું? ત્હારા વિચારમાં આમ એકાએક ફેરફાર થઈ જવાનું કારણ? એક વખત તું મોગલદૂતને મોજડીથી જવાબ આપે છે, બીજી વખત શહેનશાહની શરત સ્વિકારી તેને શાદી માટે બોલાવે છે, અને તેમ છતાં પાછી ઉપરથી તું હસે છે!"

"બાપૂ! તમે મ્હારા આજના વર્તનથી વ્હેમાશો નહિ. એ સઘળો પ્રતાપ આપણી ઇષ્ટદેવીનો છે."

"એવું તે શું બન્યું છે?" માંડલિકે અધીર હૈયે પૂછ્યું.

"પિતાજી! આજ રાત્રે નિત્ય નિયમ પ્રમાણે ઇષ્ટદેવીનું યથા-વિધિ પૂજન કર્યા બાદ મ્હેં હાથમાં ખુલ્લું ખડ્ગ લઈ છૂટે કેશે એ જગત અંબા પાસે એટલાજ શબ્દો ઉચ્ચાર્યા: "હે ભગવતી! મ્હારી અભાગીની દેખાવડી દેહને માટેજ આ ભયંકર ઉત્પાત મચ્યો છે. લાખોના લોહી રેડાય, એના કરતાં હું એકલી આ દુન્યવી માયા છોડી જાઉં, એ શું ઇષ્ટ નથી? કયાં તો તું મ્હને મ્હારી આજ સુધીની ભકિત પૂજાથી પ્રસન્ન થઈ મ્હારા રાજ્યનું અને ધર્મનું ગૌરવ સાચ-વવાનો રસ્તો બતાવ, કયાં તો મ્હારો આ ભોગ તું કબુલ કર."

એટલું કહી જ્યાં મસ્તકપૂજા કરવા મ્હેં મ્હારૂં ખડ્ગ ઉચું કર્યું, ત્યાં તો દૈવી-વાણી સંભળાઇ......"

"હેં! શું દિવ્ય વાણી?"

"હા. દેવીએ મ્હને કહ્યું: "પુત્રી! ત્હારી અને ત્હારા રાજ્યની આબરૂ એકજ ઉપાયે બચી શકે એમ છે.'

"અને તે ઉપાય?" મ્હેં સવાલ કર્યો.

"ત્હારા કૌમાર્યવ્રતની પ્રતિજ્ઞાનો ત્યાગ."

"જો મ્હારા રૂપનગરની પ્રતિષ્ઠા સચવાતી હોય, તો હું એ ભોગ ઉદારતાથી આપીશ."

"તો જા...મેવાડના રાણા રાજસિંહને ત્હારૂં હૃદય અર્પણ કરી રૂપનગરની મદદે આવવા આમંત્રણ આપ."

"માતા! મેવાડના મહારાણા રૂપનગરના સાધારણ માંડલિકની કન્યાનુ માગું સ્વિકારશે?" મ્હેં દેવીને પૂછ્યું.

"એ સાહસ અને હિંમત તો હવે ત્હારામાં જોઇએ."

"ભલે, ધારો કે રાણાને હું મદદે બોલાવું, પરન્તુ તેથી કાંઇ ઔરંગઝેબ......"

"ઔરંગઝેબ આ અન્યાય યુદ્ધમાં એનેજ હાથે હારશે, માટે જા, અને બની શકે તો આ છેલ્લો ઉપાય અજમાવ."

"અને એજ હિંમત ઉપર અહીં આવી રાજદૂતને તમે આવો નિર્બળ જવાબ આપ્યો?" સેનાપતિ રણવીર ગાજ્યો.

"સેનાપતિ સાહેબ! જરા ધીરા પડો. મોગલદૂતને મીઠી લાલચ આપી મ્હેં હમણાં બનાવ્યો છે, એટલુંજ નહિ પરન્તુ સાથે સાથે

મેવાડની મદદનો માર્ગ રોકી પડેલા મોગલ સૈન્યને પણ ચાલાકીથી પાછું ફેરવ્યું છે."

"પરન્તુ તેથી શું વળ્યું? પરમદિવસે શહેનશાહ ઔરંગઝેબ આવી પહોંચશે, અને આ છળભેદની એને ખબર પડશે, ત્યારે શું?"

"એટલા વખતમાં તો આપણે જોઈએ તેવી સંગીન તૈયારીઓ કરી શકીશું."

"કેટલા વખતમાં...?"

"ફક્ત ચોવીસ કલાકમાં. હજુ કાલનો દિવસ વચ્ચે આડો છે. અરે એક દિવસમાં તો શું બલ્કે એક રાતમાં તો ભલભલી ઇમારતોના પાયા હચમચાવી શકાય છે. બાપૂ! હવે તમે વગર વિલંબે સેનાપતિ સાથે મળી યુદ્ધની છૂપી તૈયારી કરો, અને તે દરમ્યાન હું..."

"તું શું કરીશ?"

"મેવાડના મહારાણાને મદદે આવી પહોંચવા એક પત્ર લખીશ, અને પાઠવીશ."

"મહારાણા ત્હારા પત્રને માન આપશે?"

"જો શુદ્ધ રાજપૂત હશે, તો આ પ્રભાવતીની માગણીને તે ઠોકરે નહિજ મારે."

"એટલે શું તું પ્રેમ-પત્રિકા મોકલવા માગે છે?"

"પ્રેમ-પત્રિકા નહિ પરન્તુ આમંત્રણ-પત્રિકા, લગ્ન-પત્રિકા."

"પરન્તુ ત્હારો એ પત્ર એને પ્હોંચાડીને એટલામાં કોણ પાછો ફરશે?"

"તે તમામ મ્હારે માથે. તમારે તો ફક્ત મેવાડથી મદદ આવી પ્હોંચે, ત્યાં સુધી રૂપનગરનું રક્ષણજ કરવાનું, બસ."

"અને રૂપનગરનું નાક ત્યાં સુધી અણીશુદ્ધ સાચવી રાખવાનું બીડું હું ઝડપું છું, રાજકુમારી !" સેનાપતિ રણવીરે પોતાની જગ્યા ઉપરથી ઉભા થઇ હિંમત આપી.

" તો બસ...સંભાળજો...હવે...હું જાઉં છું..."

" શક્તિ ! ત્હારી સહાય કરે." માંડલિક પડતે મુખે બોલ્યો.

બરાબર મધ્ય રાત્રે એ મંત્રણાગૃહ ખાલી થઇ ગયું. રૂપનગરના દરવાજામાંથી એક ઘોડેશ્વાર દિલ્હી તરફ અને બીજો મેવાડ તરફ દોડી રહ્યો હતો. એક મોગલદૂત હતો, બીજો રાજપૂતદૂત હતો. બંને સંદેશપત્ર પ્હોંચાડવા જઇ રહ્યા હતા. એકનું નામ મીર ! બીજાનું નામ અભાવસિંહ ! અને ફક્ત ચોવીસ કલાકમાં એ બન્ને પોતપોતાને ધારેલે સ્થળે પ્હોંચી ગયા.

પછી પરિણામ શું આવ્યું ?

પુષ્પઃ-છઠ્ઠું.

## " સળગતી આગમાં. "




જપૂત કુલગૌરવ વીરશ્રેષ્ઠ મહારાણા પ્રતાપસિંહના પરલોકગમન પછી જો કોઇએ મેવાડની મરી ગએલી વીરતાને ફરીથી જાગ્રત કરી હોય, તો તે રાણો રાજસિંહ હતો. બાપ્પા રાવળના સિસોદીઆ વંશના એ વીર પુરૂષે પોતાના રાજ્યાભિષેકને દિવસેજ પોતાના પૂર્વજોની યશસ્વી કીર્તિનો પુનરૂદ્ધાર કરવાની દ્રઢ પ્રતિજ્ઞા લીધી હતી. અત્યાર સુધીમાં ઔરંગઝેબ સાથેના ન્હાના મ્હોટા યુદ્ધોમાં એણે પોતાની અસીમ વીરતાનો પરિચય કરાવી આપ્યો હતો, છતાં કારણ વગર હજુ એને કોઇ એવો પોતાની સંપૂર્ણ વીરતાનો મુકાબલો કરી બતાવવાનો સમય ન્હોતો સાંપડયો. આજ લાંબે વખતે ઇશ્વરે એને એ અવસર અદ્દભુત રીતે આણી આપ્યો.

ચૂડાવત, શક્તાવત, રાણાવત, દૂદાવત, ઝાલા, પરમાર, હાડા, અને રાઠોડ આદિ ભિન્ન ભિન્ન કુળના સરદારોથી શોભીતી એ સભામાં રાણો રાજસિંહ મેવાડનું મહિમાવન્તુ રાજછત્ર માથે ધરાવી રહ્યો હતો. ત્યાં એકાએક રૂપનગરના પેલા યુવાન દૂતે પ્રવેશી એના હાથમાં એક પત્ર મુકયો.

રાણાએ પોતાને જમણે હાથે બેઠેલા વીર સરદાર ચૂડાવતના હાથમાં એ પત્ર આપ્યો. ચોવીસ વર્ષના એ ભરયુવાન સમશેર બહાદુરે સહુ કોઇ સાંભળે એમ એ વાંચવા માંડયો.

મેવાડના વીર મહારાણા જોગ:

રૂપનગરથી લી. રાજકન્યા પ્રભાવતીના પ્રણામ. આપના શ્રી ચરણોમાં દાસીની અરજ છે, કે બાદશાહ ઔરંગઝેબ મ્હને બળાત્કારે ભ્રષ્ટ કરવા પોતાની પૂરતી તૈયારી સાથે રૂપનગર ઉપર ચઢી આવે છે. આવે વખતે જેને હું મ્હારા આશાભર્યાં ઉરમાં સ્થાન આપી ચૂકી છું, એ બાપ્પારાવળના વીરવંશજ મહારાણા રાજસિંહને યાદ કરૂં છું. મ્હને શ્રદ્ધા છે, કે મ્હારી–એક રાજપૂત કુમારિકાની આબરૂનું રક્ષણ કરવાને માટે સિસોદીઆના શિરતાજ જરૂર તરવાર તાણશે, અને વ્હારે ચઢશે. શુધ્ધ રાજપૂત પોતાની સ્ત્રીનું શિયળ પ્રાણ જતાંય એક પરધર્મીને હાથે નહિજ લૂટાવા દે, એ મ્હારો દૃઢ વિશ્વાસ ખોટો ન ઠરે ! એ માન્યતા ઉપર પાણી ન ફરે ! એથી વધુ આપને શું લખવાનું હોય ?

લી० આપનેજ ઝંખતી,

આપની પ્રભા.

"દૂત ! રૂપનગરની રાજકન્યાએ આ પત્ર સિવાય બીજો કાંઇ સંદેશ મોકલાવ્યો છે ?" રાજસિંહે પત્ર વંચાઇ રહ્યા બાદ દૂતને પ્રશ્ન કર્યો."

"મહારાજ ! એ બીજો સંદેશ આ પત્રનો જવાબ મળ્યા પછી આપવાનો છે."

"એમજ છે, તો સાંભળો, રાજસિંહનો જવાબ. તમારી રાજબાળાને જઇને કહેજો, કે રાણો ઔરંગઝેબની સાથે લઢતાં ડરતો

નથી, છતાં એક સ્ત્રીને ખાતર આવું ભયંકર સાહસ ખેડવામાં, આવા મોટા દુશ્મનને નજીવા કારણસર છંછેડવામાં, અને લાખો વીરલાંઓના લોહી વિનાકારણ રેડવામાં ડહાપણ નથી જોતો."

" એટલે શું મહારાજ રાજપૂતબાળાઓની આબરૂના સવાલને છેક નજીવો ગણે છે?" દૂતે રાણાને હિંમતથી પ્રશ્ન કર્યો.

" રાજદૂત! લાખો લડવૈયાનો ભોગ આપવા કરતાં એક અબળા પોતાનો ભોગ (આપઘાત) આપી શકે છે, પોતાની આબરૂ એ ઝેરની પ્યાલી મોઢે માંડનાર કુમારી કૃષ્ણાની પેઠે અખંડ રાખી શકે છે."

" પરન્તુ પ્રભુ! એમાં ઇતિહાસના પાના ગૌરવવન્તા નથી થતા! શક્તિ શસ્ત્ર અને સૈનિકો રાજ્ય–રક્ષણને માટે નહિ, પરન્તુ રૈયતના રક્ષણને માટે છે. અને તેમાં વળી આ તો રાજકુળની પ્રતિષ્ઠાનો સવાલ છે." જમણે હાથે વિરાજેલા વીર યુવાન ચૂડાવતે ઉભા થઇ ટીકા કરી.

" તો રૂપનગરના રાજકુળ ને રાજકન્યાની રક્ષા કરવાને ત્યાંના વીરોએ કયાં હાથમાં ચૂડીઓ પહેરી છે? શરીરે ચૂંદડીઓ ઓઢી છે?"

" છતાંય આશ્રયે આવેલાને તો મહારાજે મદદ કરવીજ જોઇએ." દૂતે દલીલનું ખંડન કર્યું.

" ભલે, તો જોઇશું, અત્યારે તો જાવ, બે ત્રણ દિવસમાં વિચાર કરી જવાબ મોકલાવીશું."

" વિચાર કરવાનો વખત હવે નથી રહ્યો, મહારાજ! આવતી કાલે પ્રભાતે તો મોગલસમ્રાટ આવી પહોંચશે, અને પહોંચી વળવાનું છે, એટલે જે વિચાર કરવો હોય, જે કંઇ જવાબ આપવો હોય, તે અત્યારે, આ પળેજ મળી જવો જોઇએ."

" એવું અવિચારી અને ઉતાવળીઉં પગલું અમારાથી ભરી શકાય એમ નથી."

" તો શું મહારાણા મદદે જવાને ચોકખી ના પાડે છે ?" વીર ચૂડાવત ફરીથી ગરજ્યો.

" ચૂડાવત ! વિના કારણ અને વગર વિચારે આમ પારકી પંચાતમાં પડવું, **સળગતી આગમાં** ઝંપલાવવું, હું યોગ્ય ધારતો નથી."

"મહારાણા ! અવિનયની ક્ષમા કરશો, પણ આ કંઇ એક સાધારણ સ્ત્રીનો સવાલ નથી, બલ્કે એક રાજકન્યાના શિયળ ધર્મનો સવાલ છે, આખી રાજપૂત જાતિની આબરૂના અપમાન અને કલંકનો સવાલ છે. જો આપ એ અનાથ બાળાની માગણી નહિ સ્વિકારો, એની અંતરની આશા નહિ પૂરો, અને એની રક્ષા માટે એ **સળગતી આગમાં** નહિ કૂદો, તો શું એને મ્લેચ્છોના હાથમાં જવા દેશો ? શું રાજસ્થાનમાંથી રાજધર્મનો, અને ક્ષાત્તતેજનો લોપ થઇ ગયો છે ? જે સ્ત્રીઓના સતીત્વનું રક્ષણ કરવા માટે આપણા લાખો પૂર્વજોએ પોતાના મોંઘા પ્રાણ અર્પ્યા છે, તેજ મેવાડના અધીશ્વર શું એક રાજબાળાને મોગલ ઝનાનામાં અનિચ્છા છતાં બળાત્કારે ઘસડી જવાતી આ આંખોથી જોઈ રહેશે ? મેવાડના આજના મહારાણાને શરણે આવેલી એક સજાતિય અબળા આત્મહત્યા કરી આપનું નામ કલંકીત કરશે ?

જો વીર હો તો વીરને આવાં વચન છાજે નહિ,
ને હોય પાણી આભમાં તો (તે) આ રીતે ગાજે નહિ.
અગ્નિ સળગતો હોય તો દિલ આ રીતે દાઝે નહિ,
ને દૂધ રજપૂતાણીનું આવી રીતે લાજે નહિ.

આગ્રહ તમોને એટલા માટેજ આજે હું કરૂં,
ઇતિહાસમાં અંકઇ જશે નહિ તો તમારી આબરૂ.

અને મેવાડના રાજવંશને કપાળે ચ્હોંટેલું એ કલંક પછી કેમે કરી ફીટવાનું નથી, સારા રાજસ્થાનમાં મેવાડનું ઉંચું જોતું મહિમાવન્તુ મુખડું આજ પછી હમેશાને માટે નીચે જોતું થશે, મહારાજ!

જો તક મળી છે તો ઉઠાવો લાભ આ સંજોગમાં,
તલવાર છે તો લ્યો તમે તે આ વખત્ ઉપયોગમાં.
જો સ્ત્રીઓને રક્ષો નહિ તો શસ્ત્ર આ શા કામના?
પાછો ફરે આ દૂત એમાં શી તમારી નામના?
× × × ×
દીવો અખંડિત ઝગઝગે...આજે તમારા કૂળમાં,
શાને બૂઝાવી...મેળવો છો, તેજ એનું ધૂળમાં?
જીવનાર આમાં એક છે...મરનાર જો કે લાખ છે,
પણ તે છતાં એ એકમાં મેવાડનું આ નાક છે.

માટે મહારાજના અભિપ્રાયથી મ્હારો અભિપ્રાય તો આજ જૂદોજ છે."

"વીર ચૂડાવત! તું હજુ યુવાન અવસ્થામાં છે. આપણાથી એવું અવિચારી સાહસ નજ થવું જોઇએ, જેથી આપણી પાછળ જગત્‌ને ઇતિહાસમાં કહેવાનું મળે, કે રાણા રાજસિંહે એક યુવાન સરદારની અક્કલે ચાલી બાલિશતા વાપરી, બાદશાહ સાથે લઢી નાહકનું રાજ્ય ગુમાવ્યું. બાકી રાણા હમીર, સાંગાજી, કુંભાજી અને પ્રતાપસિંહની પેઠે અમર નામના કરી એમને પગલે ચાલી મરવાનું તો મ્હનેય વ્હાલું લાગે છે."

"તો પછી વિચાર શું કરો છો? મહારાજ!" રૂપનગરનો રાજદૂત ફરી પાછો વીરતાથી ગર્જ્યો. "એક એક ક્ષણ લંબાય છે, તે સૈકાની ગરજ સારતી જાય છે. શું મેવાડમાં બધાં કોમળ હૃદયના

કાયર રજપૂતોજ વસે છે, કે કોઇ સ્ત્રીઓના સન્માનને માટે **સળગતી આગમાં** યાહોમ કરનાર નરવીરોય વસે છે ?"

"શા માટે નહિ ? રાજદૂત ! એક નહિ પણ એવા અનેક માથા ઉતારનારાં–મૂકનારાં ત્હને મેવાડમાંથી મળી આવશે." ચૂડાવતે અપમાનની આગથી સળગી જતાં સમશેર પર હાથ નાખી એને જવાબ આપ્યો.

"તો પછી અબળાઓની આબરૂને માટે આત્માર્પણ કરવામાં વળી રાજપૂત વીરલાને વિચાર કેવા કરવાના હોય ? ભાઇ ભાઇને મદદ નહિ કરે, તો પછી કોને કરશે ? મહારાજ ! અમારૂ રૂપનગર ન્હાનકડું છે, કુમારી પ્રભાવતી હજુ તો સોળજ વરસના છે, છતાં આવા બાયલા શબ્દો એમને મ્હોડે નથી, અને ઉદયપુરના સિસોદિયા રાણાના મુખમાં આવાં ભીરૂતાભર્યાં કાયરને શોભે એવાં શબ્દો ! શરમ છે."

"મહારાજ ! જવાબ આપો, આ દૂતની આગળ વધતી જીભને આટલેથીજ અટકાવો. આ શરીર નાશવંત તો છેજ, ઘરમાં કે બ્હાર ગમે ત્યાં એક વખત એને કાળના ડાચામાં સમર્પણ તો કરવુંજ પડશે. તો પછી પ્રતિષ્ઠા ગુમાવી પ્રાણ રક્ષવાના પ્રયત્નો કરવા એવું કોણે કહ્યું ?

ચેતી તમે ચાલો છતાં પણ મ્હોત તો નહિ મૂકશે,
દુનિયા કલંકિત નામ પર મૂઆ પછી પણ થૂકશે.
પણ પ્રતિષ્ઠાના યજ્ઞમાં જે પ્રાણ પ્યારાં ફૂંકશે,
તેના ચરણમાં આ જગતના માનવીઓ ઝૂકશે.

× × ×

માટે તમે આશાભરી આ પત્રિકાના માનમાં,
દઈ દયો ખુશીથી દીલ તેમજ દેહ બંને દાનમાં.
જાગ્રત થશે જો વીરતા તો વીરની વ્હેશે નદી,
ને લોહીના અક્ષર લખાશે આપણાયે એક દી.

એ કાળ કીર્તિસ્થાન ને કાયા કદી આ ચૂરશે,
પણ વીર રાજસ્થાનનો ઇતિહાસ સાક્ષી પૂરશે.”

“ખરી વાત છે, મહારાણા!” રાજ્યના વૃદ્ધ બારોટ હવે શૂરાતન ચઢાવવા માટે અણીને વખતે ઉભા થયા. “બાપ્પા રાવળનો વંશજ મૃત્યુપથારીને છેલ્લે શ્વાસે પણ શરણાગતને “ના,” જવાબ કદાપી નહિ આપે. પ્રતાપસિંહના પ્રતાપી નામની પ્રતિષ્ઠાનું સ્મરણ કરી કર્તવ્યપાલનને માટે તૈયાર થાવ. મ્લેચ્છોને કન્યા ન આપવા માટે જે લાખો સિસોદીઆ વીરોએ જાનના બલિદાન દીધાં, સગાંવ્હાલાં અને પેટના પ્યારાં સંતાનોને નજર સ્હામે બકરાની માફક રેંસાઇ જતાં ફાટી આંખે જોયાં કર્યાં, જેઓએ રાજપાટ છોડી જંગલેજંગલ ભટકી ટાઢ તાપ ને ભૂખમરો વેઠી વરસોના વરસ એકાન્તવાસમાં વિતાડયાં, જેમણે પોતાના રાજકુમારોને ભિક્ષુકોની પેઠે રોટલાના ટુકડા માટે રૂદન કરતાં ભીની આંખોએ નિહાળ્યાં, એવા વીર પ્રતાપસિંહ સમા તેના વંશજના મુખમાંથી આવો નિષેધાત્મક જવાબ! અને તેમાંય પાછો આ તો સ્ત્રીઓના સન્માનનો સવાલ! મહારાજ! હું વૃદ્ધ થઇ ગયો છું, છતાં મ્હારી રકતવાહિનીઓમાં સાંગાજી અને કુંભાજીના અન્નનું પ્રતાપી રકત વહે છે. દેખાવમાં ડોસો છું, પરન્તુ આત્મા તો હજુ એવોને એવોજ યુવાન છે. શું એક રાજહંસિની રાજહંસને છોડી બગલાની સહચારિણી થશે? પવિત્ર રાજકન્યા પરધર્મી મોગલસમ્રાટની પર્યંકશાયિની થશે? માટે ઉઠો...સજ્જ થાવ...દૂત! રાજકન્યાનું શ્રીફળ લાવ્યા હો, તો સાથે સાથે આપતા જાવ...”

“વીર ચૂડાવત અને અન્ય સરદારો! શું તમારા તમામનો આજ છેલ્લો અભિપ્રાય છે?” મહારાજાએ સર્વે સરદારોની સલાહ લીધી.

"જી હા, મહારાણા ! જાન દેતાં પણ જો સ્વમાન સંરક્ષાતું હોય તો અમે સર્વ એમજ કરવા તૈયાર છીએ."

"તો પછી મહારાજ ! હવે વાર શાની ? વિચાર શાનો ?

બસ, એટલું બોલો કે આ રાણો હવે તૈયાર છે,
આ દૂત પણ જાણે કે આ મેવાડનો દરબાર છે.
છે વીરભૂમિ આ ને એમાં વીરતાનો અંશ છે,
આ દૂત પણ સમજે કે આ સિસોદીયાનો વંશ છે.
મેવાડ ને મેવાડીઓનું નામ આ મશહૂર છે,
મહારાજ ! એને કો' કે એની માગણી મંજૂર છે."

"ભલે, તો બારોટ ! ચૂડાવતની ઇચ્છાને માન આપો, રૂપનગરની રાજકન્યાનું શ્રીફળ સન્માન સાથે સ્વિકારો."

રાજદૂતે શ્રીફળ આપ્યું. રાજ્યબારોટે ઉઠી મહારાણાને ચાંલ્લો કરી એમના હાથમાં એ આપ્યું.

"મહારાણા ! રાજસિંહનો જય ! મેવાડનો જય !" ચૂડાવતે જયગર્જના ગર્જાવી.

"અને હવે યુદ્ધનો જે પ્રબંધ કરવા માગતા હો, તે સાથે સાથે આ દૂતને કહી સંભળાવો." મહારાણાએ જોખમદારી ચૂડાવતને સોંપી.

"આપ આજે અને અત્યારેજ આ દૂતની સાથે ગૂપચૂપ થોડા માણસોને લઈ રાઠોડ કન્યાને વરવાને માટે રૂપનગર ચાલતા થાવ, અને હું આ સર્વ સિસોદીઆ સરદારો તથા સૈનિકોને લઈને બાદશાહને રોકવા માટે રૂપનગર અને આગ્રા વચ્ચે પડાવ નાખું છું. મહારાણા ! હું એટલું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે જ્યાં સુધી આપ લગ્ન કરી રાજકન્યાને લઇ ઉદયપૂર પાછા ફરતાં સંગ્રામમાં

પધારશો નહિ, ત્યાં સુધી હું એ દિલ્હીપતિને રૂપનગરના કિલ્લાનું કાંગરૂં સરખુંયે ભાળવા દઇશ નહિ."

"પરન્તુ મહારાણા! કુમારીએ કહેવડાવ્યું છે, કે હું મેવાડના મહારાણાના કંઠમાં સાચી વરમાળા તો ત્યારેજ પહેરાવીશ, કે જ્યારે મહારાજ વિજયવન્તા બનીને પધારે. બાકી હાલમાં તો ગાંધર્વલગ્ન કરીનેજ એ પોતાનું કૌમાર્યજીવન ઢાંકશે." રાજદૂતે હવે પોતાની બીજી શરત રજુ કરી.

"ભલે તોપણ આપ રૂપનગર જાવ, અને ત્યાં જઇ માંડલિકને મદદ કરો. જો હું જીવીશ, તો મ્હારા મહારાણાનો હાથ રૂપનગરની એ રાજકન્યાના હાથમાં મૂકવા રૂપનગર પધારીશ, અને નહિ તો મહારાજ! યુદ્ધ મયદાનમાં પણ મ્હારી પ્રતિજ્ઞા પૂરી કરી તમારાં છેલ્લાં દર્શન કરીનેજ મ્હારો છેલ્લો શ્વાસ છોડીશ."

"ભલે, તો જાવ, જોઇએ એટલાં સૈનિકો લઇ યુદ્ધની તૈયારી કરો, પણ જોજો, સંભાળજો, દગાબાજ યવનો સાથે કામ લેવાનું છે, તે ભૂલશો નહિ.

સંભાળજો સરદાર! ઝેરી સાપ સાથે કામ છે,
જીતો અગર દ્યો જાન બંનેમાં તમારૂં નામ છે.
પાછો ફરી સુલ્તાન નહિ આવે તમારા લાગમાં,
આંખો મીંચી કૂદી પડો આજે સળગતી આગમાં.

× × × ×

તલવાર એવી ફેરવો (કે) જેમાંથી અંગારા ઝરે,
ને શૌર્ય એવું દાખવો કે સ્વર્ગથી પુષ્પો ખરે.
રે! એક પણ મોગલ ન જોજો જીવતો પાછો ફરે,
શિક્ષા કરો એવી કે એને જીંદગીભર સાંભરે.

દૂત! ચાલ, હું પણ અત્યારેજ રૂપનગર આવું છું.

* મેવાડના મહારાણાએ અંતે આંખો મીંચી સળગતી આગમાં ઝંપલાવ્યું. *

## પુષ્પઃ-સાતમું.

### " ડગમગતું દિલ. "



યુવાનીને આંગણે આંખમીંચામણા અને અડપલાં કરતી એ સોળ વર્ષની સૌન્દર્યવતી સંધ્યાકુમારી તે વીર ચૂડાવતની વીરાંગના પત્ની! હાડા વંશની એ કુમારીકાને મૃદુ હ્રદયે હજુ હિંદુ–સંસારના સ્વર્ગીય લ્હાવાની કંઇ કંઇ મંગળ અને મનોહર ભાવનાઓ લ્હેરી રહી હતી. એના હેતાળ અને હર્ષભીના હૈયામાં હોંસની ઉર્મી ઉછળતી હતી, આંખલડીમાં ઉત્સાહની આછી ઘેરી અને મસ્તાની મસ્તીની ખુમારી ચઢતી હતી, ચંદ્ર સમા વદનથી સુધા સમી સ્મિતધારા વરસતી હતી, અંગેઅંગથી લજ્જાની લ્હેરીઓ નિતરતી હતી.

પરણીને આવ્યાને, પતિનું ઘર માંડયાને હજુ એને પૂરૂં પખવાડિયુંય ન્હોતું થયું. પીઠીની પીળાશ હજુ એને અંગેથી પૂરી ન્હોતી ઉતરી. લગ્નનું મંગળચીર હજુ એના શરીરને અને શરમાળ વદનને ઢાંકી રહ્યું હતું. પતિના આગમનની આતુર આંખે અને અધીર હૈયે રાહ જોતી એ આજ અટારીએ ઉભી હતી.

ત્યાં જેને મોઢે મૂછનો આછોજ દોરો હજુ ફૂટેલો છે, એવો તરૂણ વીર ચૂડાવત ઘોડીને થનગન થનગન નચાવતો આંગણામાં આવી પહોંચ્યો. ઉભયની નજર એક થઇ. અનુરાગભરી આંખોએ આંખોને અને એકબીજાનાં અંતરે અંતરને ક્ષણવારમાં કંઇ કંઇ મધુરાં સંદેશા મોકલ્યાં. સોળે કળાથી નભમાં પ્રકાશતો પૂર્ણિમાનો શશી સૂર્યદેવને ધાકે આકાશ છોડી જાણે ઝરૂખામાં ન સંતાયો હોય! એવો એને કંઇક આછો

ભાસ થયો, પરંતુ બીજીજ પળે એ શશિપ્રભાએ મોઢું સંતાડી દીધું. એ અલૌકિક દ્રશ્ય આભલાની આડે અદ્રશ્ય થઇ ગયું.

ઉપર આવતાંજ હાડી રાણી પતિવ્રતા સંધ્યાકુમારી પતિને પ્રેમના પુષ્પોથી વધાવવા સ્હામી દોડી, પરન્તુ પોતાને જોતાંજ પ્રાણનાથનું મોઢું કંઇક મ્લાન થયેલું નિહાળતાં એ વ્હેમાઇ, અટકી, વિનયપુર્વક વદી; "પ્રાણનાથ! આપનું હમેશ હસતું વદન આજ ફિક્કું કેમ? શું આજના દરબારમાં કાંઇ નવાજુની તો નથી થઇને?"

"તેમજ છે, દેવી! રૂપનગરની રાજકન્યાએ દિલ્હીપતિ ઔરંગઝેબને હાથે અનિચ્છાએ લુટાતા પોતાના શિયળને સંરક્ષવાને માટે મહારાણાની મદદ માગી હતી, અને..."

"અને મહારાજે તેની ના પાડી, એમજને?"

"નહિ, નહિ, એક રાજપૂત કુમારિકાની લાજ રાખવા મ્હેં મહારાણા પાસે એની માગણી મંજુર કરાવી છે. અને આજે અત્યારેજ હું એ ભારતસમ્રાટની સંખ્યાબંધ સેનાને રોકવા સમરાંગણમાં જાઉં છું, જતાં પહેલાં તમારી રજા ચાહું છું."

"એટલે શું મૃત્યુના મુખમાં ધસી જવાનું બીડું મ્હારા નાથે ઝડપ્યું છે?"

"હા દેવી! અને આ સંગ્રામમાં રાજપૂતસેના બહૂજ ન્હાની હોવાથી જીતવાની અગર જીવવાની આશા તો બહૂજ થોડી છે. જો કે મૃત્યુથી હું ડરતો નથી, ખીલ્યું એટલું ખરવાનું અને જન્મ્યું એટલું જવાનું એ તો ચોકકસજ છે..."

"ત્યારે પછી આપના વીરવદન પર આવી નિરાશાની છાયા શા માટે?"

"તમારૂં મોઢું જોતાં! તમે સાંભરતાં મ્હારી વીરતા અને ધીરતા પાછી પડે છે, મ્હારી હિંમત પાછી હઠે છે."

"એમ કેમ બોલો છો? પ્રભુ!"

"પ્રિયા! સંસારનું કયું સુખ તમે જોવા પામ્યાં છો? અરે સુખ ભોગવવાની લ્હાવા લૂંટવાની વાત તો દૂર રહી, પરન્તુ કાને સાંભળવાની અને નજરે નિહાળવાની આશાય હજુ અંતરમાં છે. મ્હારા હૃદયની આરાધ્ય દેવીના પૂજન હું હજુ નથી કરી શક્યો, એજ મ્હારી અફસોસીનું મુખ્ય કારણ છે."

"પ્રભુ! અત્યારથીજ એવાં અમંગળ વચનો શા માટે ઉચ્ચારો છો? આશા અમર છે, સત્યનો સ્હાયક સર્વેશ્વર છે, એ આપણી અંતરની અભિલાષ એક દિવસ અવશ્ય પૂરશે."

"આલોકમાં તો નહિ, કોણ જાણે પછી કદાચ પરલોકમાં પૂરાય તો!" ચૂડાવતે સ્વગત મન વાળ્યું.

"પ્રિયતમ! વિજય પ્રાપ્ત કરી વ્હેલાં પધારજો."

"હાડી! જય મેળવી પાછા ફરવાની આશા તો હવે રાખશોજ મા! મરણ તો નિશ્ચિત્તજ છે, તેમ શત્રુને પીઠ દેખાડી પાછા આવવાની મ્હને વાંચ્છનાયે નથી. એટલે આ આપણો અંતિમ મેળાપ છે."

આંસુભીની આંખે હાડી રાણી સંધ્યાકુમારીએ પતિને વીર પોશાકની ઉપર બખ્તર પહેરાવી ઢાલ-તલવાર બાંધી. એક વીરાંગનાને છાજે એમ એણે ચૂડાવતની આરતી ઉતારી મંગળ તિલક કરી પૂજન કર્યું. શુદ્ધ પ્રેમે પુષ્પનો હાર પહેરાવી એ પગમાં પડી. ચૂડાવતે પોતાની હૃદયદેવીને ઉભી કરી એની ભીની આંખો લૂંછી, ક્ષણભર બંને હૃદય એક થઇ ગયાં.

"ત્યારે હવે હું જઈશ, દેવી ! મ્હારા ધનુષ્ય–બાણ લાવો."

એના ધ્રુજતા હાથે ધનુષ્ય–બાણ આણી આપ્યાં. કંઠમાં રણમાળ પ્હેરી એ વીર સરદાર સીડી પાસે જઇ ઉભો. સતીની પાંપણો પતિને વિદાય આપતાં પાણીથી ભરાઇ આવી. ગમે એવી પણ આખરે એક સ્ત્રીજને ! અબળા હૃદયજને !

"દેવી ! જીવિતેશ્વરી ! આવી વેળાએ આમ આંસુ વેરવા આપને ન શોભે ! એક વીરાંગનાને છાજે એમ મ્હને ઉત્તેજીત કરી, પ્રેરણાબળ સીંચી હસતે મુખે વિદાય આપો." ચૂડાવત એને છેલ્લી વારને માટે ભૂજપાશમાં બીડી એના સોનેરી વાળ ઉંચા કરતો બોલ્યો: "વીરાંગના ! તમારા સિંહ સમાન સ્વામીને હવે આ સ્નેહની બાડમાંથી છૂટા કરો."

"હૃદયવલ્લભ ! રણવાસના દરવાજા આજથી તમારે માટે હું બંધ કરૂં છું. માટે ક્યાં તો વિજયમાળા કંઠે ધરી પાછા ફરજો, ક્યાં તો પરલોકમાં આવી મ્હારી અધૂરી આશાઓ પૂરી કરજો."

"હાડી ! રાજપૂત બાળા ! જતાં પહેલાં હું તમને બે શબ્દ કહેવા માંગુ છું."

"ખુશીથી કહો, નાથ !"

"તમે રાજપૂત કન્યા છો, એક વીર પિતાની પુત્રી. અને એક વીર પતિની પત્ની છો. આપણા કૂળનો ધર્મ તમે બહુજ સારી રીતે જાણો છો. હું મ્હારા કર્તવ્યનું પાલન કરવા જાઉં છું, તેમજ છેલ્લા શ્વાસ સુધી તેમ કરીશ, અને આપના તરફથી પણ સતીધર્મની–કર્તવ્ય પાલનની એવીજ–એટલીજ આશા રાખતો જાઉં છું."

"આશા શા માટે ? નાથ ! શ્રદ્ધા રાખો, વિશ્વાસ રાખો."

" દેવી ! યુવાની દિવાની છે, એનો પાર પામવો કઠિન છે, તેમજ સ્નેહ, સૌન્દર્ય અને સ્ત્રી એ અદ્‌ભુત ત્રિપૂટીનો અંધ વિશ્વાસ પણ..."

" તમે એ માટે બેફિકર રહેજો. પ્રભુ ! રણસંગ્રામમાં તમે તમારૂં ધ્યાન મ્હારામાં નહિ, પરન્તુ શત્રુનો સંહાર કરવામાંજ રાખજો."

એટલામાં બ્હાર બ્યુગલ વાગ્યું. વીર ચૂડાવતે પોતાની પ્રિયતમાને છેલ્લું ચુંબન કર્યું. સીડીના પગથીઆં ઉતરતાં ઉતરતાં એ બોલ્યો: " જોજો, ભૂલતા નહિ, સતી ! તમારા શબ્દો યાદ રાખજો."

બ્હાર આંગણામાં એનો અશ્વ થનગની રહ્યો હતો. રાજપૂત સરદારો અને સૈનિકો એના હુકમની વાટ જોતાંજ ઉભા હતા. એણે ઘોડાની પેંગડીમાં પગ મૂકતાં ફરી પાછું ઉંચે જોયું. ઝરૂખામાં એના જીવનની જ્યોત શી હાડી રાણી સંધ્યા એને એકી ટસે નિહાળતી ઉભી હતી. એનો હાથ ઉંચકાયો, "આવજો..." પણ હોઠ ન ઉઘડયાં. એ શંકાશીલ દીલે ઘોડીને એડી મારી. "ચાલો" હુકમ થયો. જોતજોતામાં એ નજર બ્હાર નીકળી ગયો. ધૂળના ગોટેગોટ ત્યાં ઉડી રહ્યાં.

" સ્વામીનું ચિત્ત મ્હારા સૌન્દર્યમાંજ ચ્હોંટી રહ્યું છે, સમરાંગણમાં નથી. એમને આજ શંકા થઇ છે. **સંધ્યા સોનેરી રંગ શોભાવશે, કે શ્યામ ?** પ્રભો ! મ્હારા નાથના ડગમગતા **દીલની** એ શંકા એમની સગ્ગી આંખો સન્મુખ દૂર કરવાનું સદ્‌ભાગ્ય મ્હને બક્ષે તો !.........અને નહિ તો......" એના મોઢામાંથી આગળ ઉદ્‌ગાર ન સર્યા. એ ત્યાંજ મૂર્ચ્છિત થઇ પડી.

* પછી એ ડગમગતું **દીલ**! શંકાશીલ હૃદય ! સતીએ શી રીતે સ્થિર કર્યું ? *



## પુષ્પઃ–આઠમું

### "વીરની ગર્જના."



આજનું મંગળ પ્રભાત રૂપનગરના માંડલિકને માટે એવો સંદેશો લાવ્યું, કે મેવાડનો મહારાણો રાજસિંહ એની મદદે આવી પહોંચ્યો છે. સેનાપતિ રણવીર તથા સરદારો લઇ એમનું યોગ્ય સ્વાગત કરવા માંડલિક છેક નગરને દરવાજે ગયો, દરમ્યાન દૂત પ્રભાવસિંહે મેવાડના દરબારમાં વીર ચૂડાવતે દાખવેલી વીરતાની વાત સહુને રસપૂર્વક કહી સંભળાવી. પછી એ મોંઘેરા મહેમાનને તેમના સાઠ શૂરવીરો સાથે રૂપનગરના ખાસ રાજમહેલમાં ઉતારો આપવામાં આવ્યો.

આખા નગરમાં મેવાડની મદદની વાત લોકોને મોઢે રમી રહી. સરદાર તેમજ સૈનિકોમાં પણ બેવડો ઉત્સાહ આવ્યો. પોતાની યોગ્ય આગતાસ્વાગતા થઇ રહ્યા બાદ રાજસિંહે માંડલિકને કહ્યું: "ઠાકોર! મ્હારો શૂરવીર સરદાર ચૂડાવત બાદશાહ ઔરંગઝેબને રોકવા અહીંથી દશ માઇલ દૂર છાવણી નાખી પડેલો છે, પરન્તુ શત્રુની વિશાળ સેના પાસે અમારા મુઠ્ઠીભર રાજપૂતો વધારે વાર ટકી શકે એમ નથી, માટે રૂપનગરનું રક્ષણ કરવાને માટે આપણે પણ હવે જેમ બને તેમ જલ્દી અહીંથી મદદ લઇ ત્યાં પહોંચી જવું જોઇએ."

"મહારાજ! પરન્તુ તે પહેલાં કુમારી પ્રભાવતીનું આજને આજ આપ પાણીગ્રહણ કરતાં જાવ, એવી મ્હારી ઉમેદ છે."

"માંડલિક! રાજદૂતની સાથે તમારી વીર કન્યાએ મોકલાવેલા સંદેશ પ્રમાણે હું હાલ ગાંધર્વવિવાહ કરી મ્હારૂં વચન પાળવા તૈયાર છું, બાકી સાચો સ્નેહ–લગ્ન–ઉત્સવ તો જંગમાં જીતીને આવશું, ત્યારેજ ઉજવશું. અત્યારે એવી કોઇ વિશેષ તૈયારી કરવાની જરૂર નથી."

"જેવી આપની ઇચ્છા."

× × × ×

એ પછી રાણા રાજસિંહ તથા કુમારી પ્રભાવતી બંનેને તેમની ઇચ્છા મુજબ માતા ભવાનીના મંદિરમાં માંડલિકે ગાંધર્વ–વિવાહ કરી પતિ–પત્નીના પવિત્ર બંધનથી બાંધ્યા. સર્વ શુભ ક્રિયા સહીસલામત થઇ ગયા બાદ માંડલિક તથા રાણો રાજસિંહ હવે વીર ચૂડાવતની મદદે જવાને માટે બની શકે એટલી સંગીન તૈયારી કરવા લાગ્યો, દરમ્યાન સેનાપતિ રણવીરે આ ખૂશખબર માથુ મૂકી લઢતાં વીર ચૂડાવતને પહોંચાડવાની સૂચના કરતાં રાણાએ રૂપનગરના રાજદૂત પ્રભાવસિંહનું નામ સૂચવ્યું. થોડી વારમાં દૂત આવી હાજર થયો. રાણાએ તેનામાં વિશ્વાસ મૂકી તેની સાથે સરદાર ચૂડાવતને એટલોજ સંદેશો કહેવડાવ્યો: કે "રાણો રાજસિંહ રૂપનગરની રાજકન્યાને ગાંધર્વ–વિવાહથી પોતાની પત્નીને સ્થાને સ્થાપી ચૂકયો છે, અને ટુંક વખતમાં પૂરતી મદદ સાથે માંડલિકને લઇ તમારી મદદે આવી પહોંચશે. તમારી પ્રતિજ્ઞા તમે વીરતાથી પાળી છે, તેને માટે રાણાએ તમને અભિનંદન કહાવ્યા છે."

મહારાણાનો આ સંદેશો લઇ રાજદૂત પ્રભાવસિંહે ઘોડો મારી મૂકયો, જ્યારે રાણો રાજસિંહ તથા માંડલિક સૈન્ય અને સાધનોનો બંદોબસ્ત કરવા લાગ્યાં.

× × × × ×

જ્યારે બીજી બાજુ મોગલદૂત **મીર** ભારતસમ્રાટ **ઔરંગઝેબની** પાસે ઇનામની આશાએ શુભ સમાચાર લઇ આવી પહોંચ્યો.

"**મીર**! પાછો કેમ આવ્યો? રૂપનગરના શા સમાચાર છે?"

"મહારાજ! આ વખતે રાજકન્યાએ પોતાનો વિચાર ફેરવ્યો છે, અને આવતી કાલે પ્રભાતે યોગ્ય તૈયારી સાથે પોતાનું પાણીગ્રહણ કરવાને માટે એણે આપને આમંત્રણ આપ્યું છે."

"શું? વિચાર ફેરવ્યો?"

"જી હાં, જહાપનાહ! પહેલાં તો માંડલિક નમતું આપવા ચોકખી નાજ પાડતો હતો, પરન્તુ પાછળથી જ્યારે મ્હેં સુલતાન-સિંહના લશ્કર લઇ આવી પહોંચ્યાના સમાચાર એમને કહ્યા, ત્યારે રાજકન્યાએ જાતેજ આપની માગણી કબૂલ કરી."

"**મીર**! યુદ્ધથી ડરી પોતાનો વિચાર આમ એકાએક રાજપૂતો કદાપી પણ ફેરવે નહિ. મ્હને એ કોમનો સંપૂર્ણ અનુભવ છે. તું કયાંક એમના આમંત્રણનો અર્થ સમજવામાં તો નથી ભૂલ્યોને?"

"નહિ, જહાંપનાહ! એમની ઇચ્છાને માન આપી હું સુલતાનસિંહને પણ સૈન્ય સાથે પાછા ફરવાની સૂચના આપતો આવ્યો છું, એ પણ હમણાજ આવી રહેશે."

રાજપૂતોની આ આમંત્રણ–પત્રિકાનો અર્થ શું હશે? તેનો ઔરંગઝેબ વિચાર કરવા લાગ્યો. ત્યાં તો એક સૈનિક શ્વાસભેર ત્યાં આવી પહોંચ્યો. કુર્નિશ બજાવી તે બોલ્યો: "શહેનશાહે હિંદોસ્તાં! સરદાર સુલતાનસિંહને પાછાં ફરતાં આપના છૂપા જાસુસ મારફત એવી ખબર મળી છે, કે આપણા રાજદૂત **મીર**ને રૂપનગરના માંડલિકે ઠગ્યો છે. લગ્નને માટે બે દિવસની મુદતનું બ્હાનું બતાવી એ લોકોએ

મેવાડના મહારાણા રાજસિંહની મદદ માગી છે. માટે પૂરતી સેના સાથે એકદમ મદદ લઇ આવી પહોંચવું."

"અને હાલ સુલતાનસિંહ ક્યાં છે?"

"ફોજ સાથે અડધે રસ્તેથી એઓ પાછા ફર્યા છે. અને યુદ્ધને માટે આપના તરફથી હુકમની રાહ જુએ છે."

"જાવ, એને કહી દયો, કે સુલતાન તમારી મદદે તાકીદે આવી પહોંચે છે, માટે ત્યાં સુધીમાં તમે રૂપનગરને ચારે તરફથી ઘેરી લઇ લડાઇની શરૂઆત કરો."

"જેવો જહાંપનાહનો હુકમ." દૂત સલામ ભરી ત્યાંથી ચાલતો થયો.

"મીર! જોયું કે? સાંભળ્યું કે?"

"નામદાર! હું તો કેવળ તરવારનીજ સફાઈ શીખ્યો છું, બાકી બોલવાની સફાઇનો અભ્યાસ મ્હેં મુદ્દલ નથી કર્યો."

"અને તેથીજ તમારૂં આ બાહૂબળ બુદ્ધિના અનૂભવ પાસે પાછું પડે છે. હવે શીખજો, જાવ...મહોબતખાનને કહો, કે હમણાને હમણા એક લાખ મોગલ-સૈનિકોને લઇ રૂપનગર તરફ કુચ કરવાની તૈયારી કરો. હું પણ પોશાક પ્હેરી હાજર થાઉં છું."

× × × ×

રૂપનગરના માંડલિકને શિક્ષા કરવાને માટે એક લાખ મોગલ સૈનિકો સાથે ભારતસમ્રાટ ઔરંગઝેબ પૂર જોશથી કુચ કરી રહ્યો હતો, ત્યાં રસ્તામાંજ એને સુલતાનસિંહનો બીજો સંદેશો મળ્યો; "રાણો રાજસિંહ રૂપનગર આવી પહોંચ્યો છે. અને એનો વીર સરદાર ચૂડાવત પચાસહજાર રાજપૂતવીરોની સાથે રૂપનગરનો માર્ગ રોકી રસ્તામાં પડેલો છે. આપણા તમામ સૈનિકો જમીનદોસ્ત થયા છે. મદદ નહિ મળે, તો એક પણ સૈનિકની જીવતા રહેવાની આશા નથી."

" જાવ, કહો કે મદદ આવી પહોંચી છે."

બાદશાહે દરેક સૈનિકને પોતાના અશ્વ બમણા વેગે મારી મૂકવાની આજ્ઞા કરી. લગભગ બે કલાકે ઔરંગઝેબ સુલતાનસિંહની નાસીપાસ થઈ જાન બચાવવા પાછી ન્હાસતી પંદર માણસોની ટુકડી પાસે આવી પહોંચ્યો. બાદશાહના હુકમથી સેનાપતિ મહોબતખાને સૈનિકોને ત્યાંજ તંબુઓ ઠોકવાની આજ્ઞા આપી દીધી. બાદ એક રૂક્કો તાબડતોબ વીર ચૂડાવતને લખી પહોંચાડવામાં આવ્યો. એમાં લખેલું હતું, કે: " અમે તમારી સાથે લડવા નથી આવ્યા. અમારો વિચાર ઉદયપુર આવવાનો નથી. અમે તો રૂપનગરની રાજકન્યાને વરવાને એમની આમંત્રણ-પત્રિકાને માન આપી જાન લઇ આવ્યા છીએ, માટે માર્ગમાંથી ખસી જવું. વિના કારણ બળતી આગમાં ઝંપલાવવાની શી જરૂર છે ?"

પરન્તુ બાદશાહના એ સંદેશનો જવાબ વીર ચૂડાવતે એવો આપ્યો, કે: "દૂત ! ત્હારા સુલતાનને જઇને કહેજે, કે રૂપનગરની રાજકન્યા તો મેવાડના મહારાણાનું હૃદય-સિંહાસન ક્યારનીય શોભાવી ગઈ હશે ! માટે જીવતાં જવું હોય તો એ આકાશકુસુમ મેળવવાની ઘેલછાને ત્યાગી દઇ સીધેસીધાં દિલ્હીનો રસ્તો લ્યો. રૂપનગર અને મેવાડના રાજ્ય ને રાણા જૂદા છે, પરન્તુ રાજપૂતો કાંઇ જૂદાજૂદા નથી.

લગ્ન કરવાની તમારી હોંસ અહીં પૂરી કરો,  
કંકુ મળે નહિ તો કપાળે લોહીનું તિલક કરો.  
હુંપદ તજી અપમાનને સન્માન માની જેરવો,  
ક્યાં તો પછી દિલ્હી તરફ મોઢાં તમારાં ફેરવો.

× × × ×

પણ જ્યાં સુધી અમ હાથમાં હથીઆર આ સાબૂત છે,  
ને જીવતો અહીં જ્યાં સુધી આ એક પણ રજપૂત છે.

બસ ત્યાં સુધી ડગલું તમે આગળ ભરી શકશો નહિ,
અમને ડૂબાડયા વિણ તમે દરિયો તરી શકશો નહિ.

માટે જો ત્હારા સુલતાનમાં હિંમત હોય, તો સ્હામી છાતીએ મેદાનમાં પડી પોતાનો માર્ગ મોકળો કરે. હવે વળી સુલેહ ને શાન્તિ કેવી ?

સુલેહ કરવી હોત તો નહિ શાહ અહિંઆ આવતે,
ને લગ્ન કરવા હોત તો લશ્કર ન સાથે લાવતે.
સુલતાન સમજ્યો હોત તો આવું કદી ના કા'વતે,
રજપૂત કન્યાને અમારી બ્હેન કહી બોલાવતે.
× × × ×
લજ્જા અમારી લૂંટવા એ શાહને જો શૂર છે,
તો હુંય આજે જોઉં (છું) કે કોની જવા મકદૂર છે ?
આજે જણાશે શાહની સમશેરમાં શું નૂર છે ?
મેવાડ મ્હારૂં દૂર છે...(તો) દિલ્હી તમારૂં દૂર છે.

તમારા શાહની સેનાથી ડરીને ભાગે તે કોઇ બીજા, આ વીર ચૂડાવત નહિ. સમજ્યા ? માટે દૂત ! શાહને જઇને કહેજો, કે:—

મહેમાન થઈ આવ્યા અમારે આંગણે આજે તમે,
સન્માનથી સત્કારવા સમશેર લઈ આવ્યા અમે.
એવાં અજબ આનન્દ ને ઉલ્લાસથી સત્કારશું,
કે જીંદગીમાં આપણે એકેકને સંભારશું.
મોગલ અને રજપૂત નક્કી આજ બે કરશું અહિં,
કયાં અમારૂં મેવાડ નહિ કયાં આપનું દિલ્હી નહિ.

જાવ...આ જવાબ લઇ ચાલતા થાવ..." કહેતાં ચૂડાવતે બાદશાહી રૂક્કામાં તલવારની અણી ભોંકી દઇ તે દૂતની સ્હામે પાછો ફેંકયો.

દૂત જવાબ લઇ ચાલતો થયો, એ પછી થોડીજ વારમાં બે ગગનભેદી ગર્જનાથી એ સ્થાન ગાજી ઉઠયું.

હર હર મહાદેવ ! અલ્લા હો અકબર !

## પુષ્પઃ—નવમું.



### "સોનેરી સંધ્યા."

"સરદાર! રૂપનગરનો રાજદૂત મહારાણાનો સંદેશો લઇ આવી પહોંચ્યો છે."

"જા, તેને જલ્દી અહીં તેડી લાવ."

બાદશાહના સંદેશાનો જવાબ સમશેરથી આપીને વીર ચૂડાવતે પોતાના શૂરા સૈનિકોને મોગલ સૈન્ય ઉપર ચારે બાજુએથી તૂટી પડવા કહ્યું. જેમ દિપક ઉપર પતંગીઆ તૂટી પડે, એમ રાજપૂત વીરલાઓ હર હર મહાદેવની ગર્જના કરતા મોગલ સૈનિકોની ઉપર તૂટી પડયા. જોતજોતામાં દશહજાર મોગલોના માથાં ધડથી જૂદા થઇ ગયાં, પરન્તુ તેમની જગ્યા પૂરવાને માટે ઔરંગઝેબ પાસે પૂરતાં યોદ્ધા હતા, જ્યારે વીર ચૂડાવત પાસે પોતાના શુરવીરોની ખોટ પૂરવાને માટે નવા સૈનિકો ન્હોતા. જેમ જેમ વખત વિતતો ગયો, તેમ તેમ રાજપૂત સૈનિકો પરિશ્રમને લઇ પાછા હટવા માંડયા, અને મોગલ સૈનિકોમાં નવીન બળની ભરતી થવા લાગી.

આ વખતે પોતાના પાંચસો શૂરા સૈનિકો સાથે ઘાયલ થયેલ વીર ચૂડાવત પોતાની છાવણીમાં બેઠો બેઠો પ્રત્યેક પળે યુદ્ધના સમાચાર સાંભળી રહ્યો હતો. મહારાણાને આપેલું વચન પાળવા તે છેલ્લાં યાદગાર કેસરીઆં કરવાના વિચારમાં હતો. ત્યાં તો રૂપનગરનો રાજદૂત પ્રભાવસિંહ મહારાણાનો સંદેશ લઇ આવી પહોંચ્યો.

"કોણ ! પ્રભાવસિંહ ? કહે રૂપનગરના અને રાણાના શા સમાચાર છે ?"

"મહારાજના ગાંધર્વ-લગ્ન થઈ ચૂક્યા છે, અને સાંજ સુધીમાં તેઓ બની શકે તેટલા સૈન્યની મદદ સાથે અહીંઆ આવી રહેશે."

"આહા ! બસ...ત્યારે તો મ્હારી પ્રતિજ્ઞા આજ પૂરી થઇ. અરે કોણ છે હાજર ?"

"જી...નામદાર..." બ્હાર ઉભેલો પ્રતિહાર હાથ જોડી અંદર આવ્યો.

"જાવ...યુદ્ધમાં પાછા હઠતા આપણા શુરવીરોને સંદેશો પહોંચાડો, કે મહારાણા રાજસિંહ રૂપનગરના માંડલિક સાથે નવી મદદ લઇ સાંજ સુધીમાં આવી પહોંચશે. અને સામંતો ! તમે પણ હવે પૂરેપુરા શૌર્યથી ઝૂઝી એમના ઉત્સાહમાં વૃદ્ધિ કરો, જાવ......"

"જેવી આજ્ઞા."

"અને હવે મ્હારે પણ મહારાણા આવી પહોંચે તે અગાઉ ઔરંગઝેબને મ્હારા હાથનું છેવટનું પાણી બતાવી દેવું જોઇએ...મ્હારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ થઇ ગઇ, હવે મ્હને શી પરવા છે ? પણ..." એના સ્વગત ઉચ્ચારો એટલેથીજ અટક્યા. એ ઉભો તો થયો, પરન્તુ દ્વારમાંજ એ સ્થિર થઇ ગયો. એની આંખો ભીની થઇ ગઇ. પ્રતિજ્ઞાની યાદી આવતાં એને એનું ઘર સાંભર્યું. જેમ જેમ એ રાજદૂતની તરફ જોતો ગયો, તેમ તેમ એને હાડી રાણી સંધ્યાકુમારીની ઝાંખી થવા લાગી. એ પાછો ફર્યો, પોતાના બિછાનામાં પાછો પડયો. એના મુખમાંથી સહસા એટલા ઉદ્‌ગાર બ્હાર સરી પડયા.

"અને અહીં એવો વિશ્વાસપાત્ર મનુષ્ય પણ કોણ છે ? કે જેને આ કામ સોંપાય !"

"મ્હને સોંપો, સરદાર ! હું મ્હારા જીવના જોખમે પણ આપનું એ કામ પાર ઉતારીશ "

ચૂડાવતે એની તરફ ચમકીને જોયું. ' કોણ પ્રભાવસિંહ ? તું હજુ અહીં છે ? "

" જી...હા. મ્હારામાં વિશ્વાસ રાખો, સરદાર ! આપનું છેલ્લું કામ હું બજાવીશ. "

" ભલે, તો અહીં આવ. કોઇ ન જાણે એમ પવનવેગે-મારતે ઘોડે તું મ્હારે મહેલે જા. ત્યાં જઇ મ્હારી પ્રાણથીય વધુ પ્રિય એવી હાડીરાણીને યુદ્ધના છેલ્લા વર્તમાનથી વાકેફગાર કરી મ્હારા તરફથી એટલુંજ કહી આવ, કે: 'ચૂડાવતની આશા હવે છોડી દેજો, અને તમારો સતી-ધર્મ બજાવી સત્વર સ્વર્ગમાં આવી રહેજો.' લે, આ મ્હારી સમશેર નિશાનીમાં લેતો જા, અને બની શકે તો જવાબ લઇ સંધ્યા પ્હેલાં પાછો ફર. "

" પરન્તુ સરદાર ! મ્હારા આવી પહોંચ્યા અગાઉ યુદ્ધનો રંગ પલટાઇ કંઇ અઘટિત બને તો ? "

"તો એ સંદેશો મ્હારી સળગતી ચિતામાં હોમી દેજે, ત્હારા દિલમાં દાટી દેજે, પરન્તુ બનતાં સુધી તો હું એ સંદેશો સાંભળ્યા વિના મ્હારો છેલ્લો શ્વાસ નહિજ છોડું."

"ભલે, તો રજા .."

"જા, જેમ બને તેમ જલ્દી પાછો ફર."

× × × ×

"તું કોણ છે ? અને કયાંથી આવે છે ?"

"વીર સરદાર ચૂડાવતનો હું વિશ્વાસુ દૂત હોઇ રણભૂમિમાંથી એમનો છેલ્લો સંદેશો હાડી રાણીને પહોંચાડવા આવ્યો છું."

દાસી એ દૂતને ઉપરના ખંડમાં બેસાડી પોતાની શેઠાણીને આ વાતની ખબર કરવા એના અંદરના એકાન્ત ઓરડામાં ગઇ. થોડી

વારે એ બંધ ઓરડાના દ્વાર ઉઘડ્યાં. દાસીએ દૂતને આંગળીના ઇશારાથી અંદર આવવા કહ્યું. અંદર પ્રવેશતાંજ પ્રભાવસિંહની આંખે જે દ્રશ્ય પડ્યુ, તે જોતાં એ સ્થંભી ગયો.

પતિદેવની ગેરહાજરીમાં સંધ્યાકુમારી સર્વ શૃંગાર–અલંકારનો ત્યાગ કરી સાદા સફેદ વસ્ત્રોમાં સજ્જ થઇ પોતાના પતિની પ્રતિમાનું પૂજન કરી રહી હતી. એના સોનેરી છૂટા વાળ ગરદન ઉપર થઇ પીઠ પાછળ પથરાયલા હતા. એના ગૌર કપાલમાં ગોળ કુમકુમનો ચંદ્રક સ્વચ્છ આકાશમાં પૂર્ણિમાના શશિ સમો શોભી રહ્યો હતો. આંખો મીંચી એ પતિવ્રતા અત્યારે પોતાના પતિદેવનું હૃદયમાં ધ્યાન ધરી રહી હતી.

થોડીવારે એની આંખો ઉઘડી. પૂજન પૂરૂં થતાંજ એણે પ્રતિમાને પુષ્પોથી વધાવી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી એ દાસી અને દૂત તરફ ફરી, બોલીઃ "કોણ! તમે આવ્યા છો?"

"જા...હા...આ સમશેર જોતાં આપની ખાત્રી થશે."

હાડી રાણીએ સ્વામીની સમશેર ઓળખી અને ચુમી. એ ભીની આંખે બોલીઃ "દૂત! સમાચાર અમંગળ છે?"

"નહિ, સરદાર ચૂડાવત એકલે હાથે મોગલોના મહાભારત સૈન્ય સાથે ટક્કર ઝીલી રહ્યા છે. મહારાણા હજુ રૂપનગરથી મદદ લઇ આવી પહોંચ્યા નથી. સરદાર ચૂડાવતે મ્હને આપને એટલો છેલ્લો સંદેશ પહોંચાડવા મોકલ્યો છે, કેઃ 'જીતવાની હવે આશાજ નથી. માટે તમારે તમારો સતીધર્મ બજાવી મ્હને સ્વર્ગમાં આવી મળવા તૈયાર રહેવું.'"

દૂતે આટલા શબ્દો ઉચ્ચારી મૌન સેવ્યું. પતિવ્રતા સંધ્યા પતિના આ સંદેશનો અર્થ પૂરેપૂરો સમજી ગઇ. એ સ્વગત વિચારવા

લાગી: "મ્હારા સ્વામીનું ચિત્ત હજુય મ્હારા સૌન્દર્યમાંજ છે, અને જ્યાં સુધી એમનું મન મ્હારામાંજ રહેશે, ત્યાં સુધી એમનાથી રણક્ષેત્રમાં કાંઇ પણ પરાક્રમ કરી શકાવાનું નથીજ, માટે હવે મ્હારો સતીધર્મ એજ છે, કે મ્હારા પતિના હૃદયની શંકાને મ્હારે મ્હારા લોહીથી ધોઇ પવિત્ર કરી, એમનું મ્હારા શારિરીક સૌન્દર્ય અને ક્ષણિક સ્નેહ તરફ ઢળતું દીલ યુદ્ધમાંજ એકાગ્ર બનાવવું." આવો વિચાર કરી એ વીરાંગનાએ ગંભીરતાથી પૂછ્યું: "વારૂ! બીજું કંઇ કહેવડાવ્યું છે?"

"નહિ, બસ એટલુંજ કહ્યું હતું, કે કંઇ જવાબ આપે તો લેતો આવજે."

"તો ઉભા રહો. હું એક ચીજ આપું છું, એ તમે લેતા જાવ, એમને પહોંચાડજો, અને મ્હારા તરફથી કહેજો, કે: 'તમારી હાડી તમારી પ્હેલાંજ પોતાનો સતી-ધર્મ બજાવી ચૂકી છે. માટે હવે આપના હૃદયની શંકા સમૂળી દૂર કરી, વીરતાથી રણક્ષેત્રમાં ઝૂઝી તમે તમારો સેવકધર્મ બરાબર બજાવજો, અને સ્વર્ગમાં આ પવિત્ર હૃદયને જરૂર સત્કારવા પધારજો."

એણે પોતાના સ્વામીની સમશેર જમણા હાથમાં ઉપાડી મ્યાન-મૂકત કરી. "ઓ પ્રભુ! મ્હારી છેવટની એટલી ઇચ્છા છે, કે મ્હને મ્હારા પતિના શબ સાથે એકજ ચિતામાં બાળવામાં આવે...દૂત! લે... આ મ્હારો જવાબ..." એટલું કહી પતિવ્રતા હાડી રાણી સંધ્યા કુમારીએ પોતાનું માથુ કાપી પ્રભાવસિંહની સ્હામે ધર્યું.

દાસી તો એક ભયંકર ચીસ પાડી ત્યાંને ત્યાંજ મૂર્છિત થઇ પડી જ્યારે પ્રભાવસિંહે ભીની આંખે અને ધ્રૂજતે હાથે વીરતાથી કંપતા એ હાથમાંથી લોહી ટપકતુ મસ્તક લીધું સતીનું ધડ એ પછી ભૂમિ ઉપર પડયું. પ્રભાવસિંહ એ વીરાંગનાના સાહસ

શૂરાતન અને સતીત્વ પ્રતિ સ્તબ્ધ થતો એ જવાબ લઇ વિજળીને વેગે રણસંગ્રામની દિશામાં દોડયો.

ભારતવર્ષના ઇતિહાસમાં આ અમર અને યાદગાર દિવસ સોનેરી અક્ષરે નોંધાશે. અને એ પછી જીવન પ્રકાશને જગત્ આકાશમાંથી અસ્ત કરતી એ શ્યામલ સંધ્યા **સોનેરી સંધ્યાને** ઉપનામે આજ પર્યંત પ્રસિદ્ધ થઇ પૂજાઇ.

ચૈત્ર સુદિ ચતુર્દશીનું એ ચાંદરણું તેજ **સોનેરી સંધ્યા !**

## પુષ્પઃ-દશમું.

### "રૂપેરી રાત"



"મહારાણા મદદ લઇ આવી પહોંચ્યા છે."

બાદશાહ ઔરંગઝેબના વિશાળ મોગલ સૈન્ય સ્હામે મુઠ્ઠીભર રાજપૂતો સાથે વીરતાથી ઝૂઝતા સરદાર ચંડાવતને એક સૈનિકે આવી આ વધામણીની વાત સંભળાવી.

રાજપૂત તેમજ મોગલ ઉભય સૈન્યમાં આ સમાચાર વિજળીને વેગે ફેલાઈ ગયા. બેવડા ઉત્સાહથી મરણીઆ રાજપૂત વીરોએ હવે પોતપોતાની તલવાર ચમકાવવી શરૂ કરી. મોગલ સૈન્ય રાજપૂતોની નવી ફોજ આવી પહોંચ્યાનું સાંભળતાંજ હિંમત હારી જઇ પ્રત્યેક પળે પાછી હટવા લાગી. ત્યાં દૂત પ્રભાવસિંહ શ્વાસથી ભરાયલે મોઢે ત્યાં આગળ આવી ઉભો. તે કંઇજ બોલી શકયો નહિ, કેવળ તેણે વસ્ત્રમાં વિંટાળેલું પેલું અણમૂલું મસ્તક એની સ્હામે ધર્યું.

વીર ચૂડાવતે એક પલકનો પણ વિચાર ન કરતાં એની ઉપરનું વસ્ત્ર દૂર કર્યું. વસ્ત્ર દૂર થતાંજ તેની દ્રષ્ટિ હાડી રાણીના મસ્તક ઉપર પડી. એ ટગર ટગર એની તરફ જોઇજ રહ્યો. એની આંખમાંથી અખંડ પાણીની ધારા ચાલી. તે પછી એણે એ હાથમાં લઇ ફરી ફરી ચૂમ્યું. ચોટલાના બરાબર બે ભાગ કરી એણે એ પોતાના ગળામાં રણુમાળની માફક લટકાવી દીધું. કેમ જાણે સાક્ષાત્ શિવજીનું રૌદ્ર સ્વરૂપ રૂંડમાલા ધારણ કરી ન ઉભું હોય !

"કહે, દૂત ! મ્હારી એ પતિવ્રતાના છેલ્લા શબ્દો શું હતા ?"

દૂતે જે કંઇ નજરોનજર જોયું હતું, અને કાનોકાન સાંભળ્યું હતું, તે તમામ બીને કઠે એને કહી સંભળાવ્યું. એની છેલ્લી વખતની અંતર-ઇચ્છા પણ એણે ચૂડાવત સમક્ષ રડતે હૃદયે રજુ કરી દીધી.

"અને પ્રિય મિત્ર પ્રભાવસિંહ ! મ્હારી પ્રિયતમાની એ અંતિમ ઇચ્છા પણ આજ પ્રમાણે પાર પાડવાની હું ત્હારી પાસે આશા રાખી શકું કે ?" ચૂડાવતે પ્રભાવસિંહના આભાર નીચે દબાતાં એક સ્નેહી તરીકે એની તરફ સજળ અને વિશ્વાસુ આંખે હવે જોયું.

"શા માટે નહિ ? મહાપુરૂષ ! જેને માટે તમે આટઆટલો અમૂલ્ય આત્મભોગ આજે અર્પી રહ્યા છો, એ અભાગી આત્મા તમારાં જીવનભર પૂજન કરે, તોય ઓછાં છે."

"એટલે ? હું ન સમજ્યો ! પ્રભાવસિંહ ! તું શું કહેવા માગે છે ?"

"એજ કે, સરદાર ! મ્હારામાં પોતાનો વિશ્વાસ અચળ રાખે."

"એની ખાત્રી ? કોણ !"

"આ રહી......જુઓ......"

એટલું કહી એ દૂતે એના કાનમાં કોઇ વિચિત્ર વાત કરી, જે સાંભળતાંજ એ તેની તરફ આંખો ફાડી જોઇ રહ્યો. એની ઉપર હવે એને

સંપૂર્ણ વિશ્વાસ બેઠો. "મહારાણા આવે, તો તેને કહેજો, કે તમારો ચૂડાવત પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરી વીરતાથી રણમાં પોઢયો છે. બસ... એના દેહ ઉપર આંસુની નહિ પરંતુ પુષ્પની વૃષ્ટિ કરજો." આટલો સંદેશો આપી એ મરણીઓ વીર પોતાના રહ્યાસહ્યા રજપૂત સૈનિકોને લઇ મહારાણાની મદદની રાહ જોયા વિનાજ આંખો મીંચી મોગલ સૈન્યમાં ધસી ગયો.

× × × ×

એની એકજ પ્હાડી ગર્જનાએ મોગલ-સૈનિકોના કાળજાં ટંપાવી મૂકયા. આ બાજુ નાસીપાસ થઇ પાછા હઠતા પોતાના સૈન્યને પણ ઉત્સાહ દેવા ખૂદ બાદશાહ ઔરંગઝેબ પણ હાથી ઉપર બેસી પાછળના ભાગમાં ઉભો હતો. વીર ચૂડાવતની આંખ એની ઉપર ગઇ. હવામાં તલવાર વીંઝતો એ વીર કેશરી ઘાસની માફક માથા ઉડાવતો આખું મોગલ દળ ભેદી સડસડાટ એની પાસે આવી ઉભો. એની આંખમાંથી અત્યારે આતશ અને ખૂનના ફુવારા ઉડતા હતા. એ સાહસિક વીરે આ છેલ્લે પ્રસંગે પોતાની કાબેલ ઘોડીની લગામ એવી તો ચપળતાથી ખેંચી, કે એ ચાલાક પ્રાણી દુશ્મનના કદાવર હાથીની ઉપર પોતાના પગ ઠેકવવા ઉંચે કૂદયું, અને એટલામાં તો વીર ચૂડાવતે પોતાની તેજસ્વી તલવારનો ફટકો શાહના માથા ઉપર લગાવ્યો. પરન્તુ આયુષ્યનો બળિયો શાહ સ્હેજને માટે બચી ગયો. એના લોખંડી ટોપ ઉપર એ ઘા પડયો, અને પડતાંજ બાદશાહ હાથી ઉપરથી ઉથલી હેઠે જમીન ઉપર પડયો. હજારો સૈનિકોની વચ્ચેથી એ જયાં ઉભો થવા જાય, ત્યાં તો વીર ચૂડાવતે આવી પોતાનો લાંબો અણીદાર ભાલો એની છાતી ઉપર ધર્યો. લશ્કરમાં હો-હા થઇ રહી. દૂરથી ધુળના ગોટેગોટ ઉડતાં દેખાયાં. "રાણો રાજસિંહ મદદ

લઇ આવી પહોંચ્યો.” ચારે બાજુએથી ગભરાયલું મોગલ સૈન્ય ખૂદ બાદશાહને જીવતો પકડાયલો જોતાંજ લાગે લાગ ફાવે ત્યાં ન્હાસવા લાગ્યું. રણ્યાસણ્યા રાજપૂતોએ એમની પૂંઠ પકડી.

“ વિવાહની ઘડી અહીંજ પૂરી થાય છે, સમ્રાટ ! તો તમારે મરતાં પહેલાં કાંઇ કહેવું છે ? ” વીર ચુડાવતે ભાલાની અણી ભારતસમ્રાટની છાતી ઉપર રાખી પ્રશ્ન કર્યો.

“ ચૂડાવત ! તું વીર છે, જીત્યો છે, છતાં રજપૂતવીર નિશસ્ત્ર ઉપર કોઇ દિવસ ઘા કરતો નથી...”

“ તેમ જો ત્હને જીવતદાન જોઇતું હોય, તો પાક કુરાનના સોગન ખાઇ હું જે માગણી રજુ કરૂં, તે મંજૂર કરવાની કબૂલાત આપ. નહિ તો......આ ક્ષણેજ......”

“ મ્હને તમારી તમામ માગણી કબૂલ છે.”

“ તો સાંભળો. આજથી દશ વર્ષ સુધી તમારે ઉદયપુર કે રૂપનગર ઉપર આક્રમણ કરવું નહિ.”

પાક કુરાને શરીફના સોગન ખાઈ પાદશાહે ચૂડાવતની એ શર્ત સ્વિકારી, એટલુંજ નહિ પરન્તુ આ ચુસ્ત મુસ્લીમ ધર્મપ્રેમીએ એના મુત્યુ બાદ પણ પોતાના એ શબ્દોનું અક્ષરે અક્ષર પાલન કર્યું. બીજા યવન પાદશાહોની માફક ઔરંગઝેબ વિશ્વાસઘાતી, વચન ભંગ કરનારો, અને સ્વાર્થ પાસે ધર્મશાસ્ત્રોને ઘોળીને પી જનારો પાદશાહ ન્હોતો. બલ્કે એક સાચો મુસલમાન હતો. અને ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. કોઇ પણ કોમને એની એ ધર્મઘેલછા તો સ્વિકાર્યેજ છૂટકો !

એને જીવતદાન મળ્યું. એ ઉભો થયો. વીર ચૂડાવતના હાથમાં હાથમાં મેળવી એની વીરતાના વખાણ કરતાં એ બોલ્યોઃ “ સરદાર ! આજ તો જાઉં છું, પરન્તુ દશ વરસ પછી આ અપમાનનો ડાઘ ધોઇ નાખવા ફરીથી જરૂર આવીશ, ત્યારે જોઇ લઇશું.”

એણે પોતાના સૈનિકોને પાછા ફરવાનો હુકમ આપી દીધો. વીર ચૂડાવતે પણ પોતાનો અશ્વ પાછો ફેરવ્યો. ત્યાં તો મહારાણા રાજસિંહ મદદ સાથે ત્યાં આવી પહોંચ્યાં. વીર ચૂડાવત કે જેનું આખું શરીર લોહીથી રંગાઇ ગયું હતું, તે જુસ્સો નરમ પડી જતાં ઘોડા ઉપર સ્થિર રહી શક્યું નહિ, છતાંય પોતાના રાણાને આ છેલ્લી ખૂશખબર સ્વમુખે સંભળાવવાં એ દોડયો, અને જ્યાં એમને મળે, ભેટે, ત્યાં તો પાછળથી કોઇ દગાખોર યવન સૈનિકનું તીર એની પીઠ કોરી આરપાર નીકળી ગયું. "દગો...વિશ્વાસઘાત..." કહેતાંજ એ ઘવાયલો વનરાજ નીચે તૂટી પડયો. રાણાએ પાછા ફરતાં એ મોગલોની પૂંઠ પકડવા સૈન્યને આજ્ઞા કરી, પરન્તુ ચૂડાવતે દશ વરસના અભય-વચનના શર્તની યાદી આપી એમને આગળ વધતાં અટકાવ્યાં.

"મહારાણા! હવે હું જાઉં છું, મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે, એટલુંજ નહિ, પરન્તુ મેવાડનું નાક આજે અણીશુદ્ધ રહ્યું છે. આજની આ પૂર્ણિમાની રાત તે મેવાડના ઇતિહાસમાં રૂપેરી રાત તરીકે અમર રહેશે. અને હવે આપનો હાથ લાવો..." એણે પોતાના પાસે ઘુંટણે પડેલા મહારાણાનો હાથ પોતાના હાથમાં લીધો. પાસેજ દૂત પ્રભાવસિંહ ઉભો હતો. એને સંબોધી એ બોલ્યોઃ "બ્હેન! આમ આવ. હવે છૂપાવવાની જરૂર નથી. ત્હારો હાથ લાવ."

દૂત પ્રભાવસિંહે પોતાના માથા ઉપરનો ટોપ દૂર કર્યો. એજ રાજકન્યા પ્રભાવતી! વીર ચૂડાવતે છેલ્લે શ્વાસે એનો હાથ મહારાણાના હાથમાં મૂકયો. પછી એની ભીની આંખો મીંચાઇ ગઇ, એ વીરે વીરભૂમિમાં પોતાનો છેલ્લો શ્વાસ છોડયો. પચાસ હજાર રાજપૂતોમાંથી આ વેળા ફકત પાંચ હજાર રાજપૂતોજ જીવતા બાકી રહ્યા હતા.

× × × ×

મધ્ય રાત્રીના બાર વાગે મહારાણો રાજસિંહ, રૂપનગરનો માંડલિક, સેનાપતિ રણવીર અને રાજકન્યા પ્રભાવતી ચારે એ ભયાનક લોહી તરસી ભૂમિમાં હતાશ હૈયે બેઠા બેઠા સ્હામેની પ્રજવલિત ચિતામાં પુષ્પો નાખી રહ્યા હતા. રાજકન્યા પ્રભાવતીએ પોતાની આબરૂને ખાતર પ્રાણના બલિદાન દેનાર એ મહાપુરૂષની છેલ્લી ઇચ્છાને માન આપી એજ ભૂમિમાં એજ જગ્યાએ (જ્યાં એણે દિલ્હીપતિને નમાવ્યો હતો.) એની પ્રિય પતિવ્રતા સંધ્યાકુમારીના મસ્તક સાથે એને અગ્નિસંસ્કાર કરી પોતાનું વચન પાળ્યું હતું. આજ એ વીરને એ ચારે હૃદયો આત્માના આંસુથી નહિ પણ પરિમલ ભર્યાં પુષ્પોથી વધાવી રહ્યા હતા, જ્યારે આકાશમાં પુનમનો ચાંદ પૂરેપૂરો ખીલી નીકળ્યો હતો.

ચૈત્રી પૂર્ણિમાની એ રૂપેરી રાત હતી.



## પુષ્પઃ-અગીઆરમું

### "વીર પૂજન"



મેવાડનો એ મહાપુરૂષ તે વીર ચૂડાવત ! મેવાડની એ મહાદેવી તે હાડી રાણી સંધ્યાકુમારી ! એકે પોતાની કોમની બ્હેનની આબરૂનુ રક્ષણુ કરવા આત્મભોગ આપ્યો, બીજી એ પોતાના સ્વામીના હૃદયની શંકા દૂર કરવા પોતાના સર્વસ્વનું બલિદાન દીધું.

મેવાડની એ બે મહાન વિરલ વિભૂતિના સંસ્મરણો ભારત વર્ષના ઇતિહાસમાં હમેશને માટે યાદગાર રહે, એટલા માટે એ

દિગ્વિજયી યુદ્ધસ્થાને એક અમર કીર્તિસ્થંભ આજ ચણાઇ રહ્યો હતો. વૈશાખ વદિ પ્રતિપદાને એ મંગલદિને મેવાડના મહારાણાએ પ્રભાવસિંહ અથવા રૂપનગરની રાજકન્યા પ્રભાવતિનું યોગ્ય લગ્નવિધિથી પાણીગ્રહણ કરી પાછાં ફરતાં પરિમલ ભીનાં પુષ્પોથી એ આદર્શ–દંપતિ યુગલના વીર–સ્મારકના પૂજન કર્યાં. સ્વર્ગધામની અપ્સરાઓએ એ દૈવી દંપતિને મોતીડે વધાવ્યાં.

મેવાડને દશ વર્ષ પર્યંતનો નિર્ભયતાનો પરવાનો સોંપી મહારાણા રાજસિંહનો જમણો હાથ સરદાર ચૂડાવત આજ રાજપૂતોના સૂર્યોદયની છેલ્લી સંધ્યા કરી ગયો હતો, કારણ મોગલ પાદશાહની આ હાર અને રાજપૂતોની આ જીત છેલ્લીજ હતી. એના મૃત્યુ પછી મોગલ શહેનશાહતના પાયામાં અપમાન હાર અને કલંકની આવી

આટલી હદ સુધીની ઉધાઇઓ લગાડનાર અન્ય એક પણ રાજપૂત વીરો રાજસ્થાનના ઇતિહાસમાં નથી પાકયો, એટલેજ એ સંધ્યાને **સોનેરી સંધ્યા** ગણવામાં આવી, એટલેજ એ રાતને ઇતિહાસમાં **રૂપેરી** રાત આલેખવામાં આવી.

પરન્તુ એ આદર્શ વીર–વીરાંગનાના મૃત્યુ પછી મોગલ શહેનશાહે પોતાની એ શર્ત પાળી કે ન પાળી ? તથા રાણો રાજસિંહ પ્રભાવતીને લઇ ઉદયપુર પાછો ફર્યો, પછી પાદશાહે શું કર્યું ? એનો ઉલ્લેખ ઇતિહાસમાં કયાંય પણ શોધ્યો માલમ પડતો નથી. પરન્તુ એટલું તો સત્ય છે, કે ઔરંગઝેબ ચૂડાવતના મૃત્યુ પછી દિલ્હી પાછો ફરવાને બદલે રૂપનગર તરફ આગળ વધ્યો હતો. (ટાડ રાજસ્થાન ગ્રંથ પ્હેલો પાનુ ૨૨૪) પરન્તુ તે પહેલાં તો મેવાડનો મહારાણો રૂપનગરની રાજકન્યાને પરણી કયારનોય ઉદયપુર પાછો ફરી ચૂકયો હતો.

× × × × ×

અને ઉદયપુરમાં જે જગ્યાએ હાડી રાણીનો એ મ્હેલ હતો, ત્યાં એક પ્રસિદ્ધ સ્મારક મહારાણી પ્રભાવતીની ઇચ્છાથી કેટલોક વખત પછી બંધાવવામાં આવ્યું. પોતાના શિયળ-રક્ષણને ખાતર જે પતિ-પત્નીએ આટલો ઉમદા ભોગ આપ્યો, પોતાના પ્રાણ ન્યોછાવર કર્યાં, એને માટે એનું ઋણ અદા કરવા માટે એણે જીવનભર એ વિજયવન્તા વીર સ્મારકના પૂજન કર્યાં.

જે વીરનરની વીરતાને આ જગત્ વંદન કરે,
ઇતિહાસ ભારતવર્ષનો જે વીરનુ પૂજન કરે,
જે વીરના મૃત્યુ ઉપર આકાશથી પુષ્પો ખરે,
વીરલ વિભૂતિ એ અમરપદ ને અમરકીર્તિ વરે.
કાયા પડે પણ નામ તેમજ કામ બે કાયમ રહે,
વર્ષો વિતે પણ કીર્તિના વારિ અખંડિત એ વહે.

× × × ×

જેનાં અમૂલાં જાન આવાં યુદ્ધમાં હોમાય છે,
તેનાં યશસ્વી નામ નક્કી દૂધથી ધોવાય છે.
જે લોકને માટે જીવે ને લોકને માટે મરે,
તેની પ્રતિમાના જગત્ વંદન કરે...પૂજન કરે.
મૃત્યુસમાધિ પર સૂતો...નિર્જીવ જો કે લાગતો,
પણ છે અને રહેશે હજૂ એ જીવતો ને જાગતો.

એની આંખો મીંચાઇ ગઇ, એ ધ્યાનસ્થ થઇ ગઇ.

* * * *

**એ સોનેરી સંધ્યા! અને એ શૂરવીર ચૂડાવત! એમના વીર-પૂજનનો દિવસ! ચૈત્રી પૂર્ણિમા.**

**યાદ રાખ...ભારતવર્ષ! યાદ રાખ.**



## ☞ દરેકના ચાર આના. ☜

શયતાની સંસાર
અત્યાચારી અપ્સરા
ભયંકર ભામીની
ડાકુની દીકરી
ચોકટનો એક્કો
લક્ષાધિપતિ કે લુટારો?
ફોનોગ્રાફ ગાયનમાળા
શ્રીકૃષ્ણ ભજનમાળા
ચતુર સુંદર ગરબાવળી

માનવ શયતાન
રાજા ભરથરી
અક્કલનો ઓથમીર-૧ થી ૪
જાદુઈ વાતો
ચાલાક ચોર
લાલ દીવો
ખૂની મેના
નિર્મળા
ગઝલમાં ગીતા

## ☞ દરેકના બે આના ☜

ગુલબકાવલી
દીનકર મણી
નારી કે નાગણ?
પ્રપંચી પતિવ્રતા
સતી કે શંખણી?
શયતાનનો શિકાર
ચતુરસીંહ ઠગારો-૧ થી ૪ દરેકના
તુલસીકબીરની સાખીઓ (સુરત)
ભક્ત બોડાણો
વીર ગટોરગચ્છ
પ્રેમ ઘેલો
પ્રણય લીલા
ઝવહરકી મહેફીલ
બાદશાહી ગાયનમાળા

ગઝલે હિન્દ નાની
ઝવહરે મહેફીલ
ન્યુ ખુબસુરત ગાયનમાળા
ફોનોગ્રાફ ગાયનમાળા-૧ થી ૧૨
ફારસ સંગ્રહ
સત્યનારાયણની કથા
પ્રસન્ન કથાકુંજ
ખ્યાલસાગર-૧-૨
જાદુકપટ
કામરૂદેશની ઇન્દ્રજાળ
અહિયારી લીલાવતી
ગુરૂ ગીતા
સુમતી વિલાસ
ડાહ્યો કે દિવાનો?

## દરેકના ચાર આના

અલક કુમારી
રાજકન્યા ચંદ્રપ્રભા
ભેદી ભોંયરું
તેજસિંગ અને દાનસિંગ
ગઢવી હાલો
ઠગકન્યા વાસંતી
કરણસિંહ
મેનાદેવી
ચંદ્રલતા
સતી ભક્તિપ્રભા
મદનપ્રભા
શશીવદની
બહાદુર માનસિંહ
સતી ગુણસુંદરી
વિલાસ સુંદરી
ગરૂડપુરાણ
રાજા ભોજ ને કાળીદાસ
સંગીત લીલાવતી
વરસાદનો કેર
સોનેરી ટોળી
બુરખાવાળી કોણ ?
લાલ ચક્કર

ઋષિરાજ પદસંગ્રહ
જરદાળુ
કિશોર કુમાર
બોલતો પલંગ
છૂપો હુમલો
દગાબાજ દુશ્મન
જંગલમાં મંગલ
દુઃખી સરલા
જુલ્મી જનેતા
મોટી વહુ
જીવતી ચૂડેલ
ઝેરી ઝવેરી
એકજ પૈસો
રાજા નોંધણજી
ખૂનીની ખોપરી
ચંપા
પવિત્ર લીલાવતી
દોઢ દિવસની દુનિયા
કાળીનો એક્કો
ફુલ્લીનો એક્કો
જાદુઇ માછલી
પત્થરનો પાદશાહ

## દરેકના ચાર આના

પુરશોતમ માસની કથા
જાપાની જાદુગર
મુંબઈની શેઠાણી
ગઝલે હિન્દ (મોટી)
રાજમહેલનુ રમખાણુ
સોળ વરસની સતી
લાલનો બાદશાહ
ભયંકર કૂતરો
મહાસાગરના મોજા
પતિ કે પિશાચ ?
ડૉકટર કે દૈત્ય ?
શીરી ફરહાદ
મહંતરજાનો ચેલો
ભયંકર મૂર્તિ
અદ્ભુત ખૂન
હદીયતુલ મુસ્લેમીન
માયાવી મહેલ
ખુબસુરત ગાયનમાળા

પ્રારબ્ધ પુરૂષાર્થ બોધ
મહાભરત (નાટક)
કરાંચીનો મુકર્દમો
નિહિલીસ્ટની આત્મકથા
તિલોત્તમા
એકજ દાવ
જમાનાનો જલસો
પવિત્ર કુમાર
પવિત્રતાનો પ્રતાપ
સૂર્યકુમારી
વીરનું વેર
વિષનો વરસાદ
ભામીનીનો ભોગ
જગતનો જાદુગર
પાપનુ પડીકું
મહોબત કે ખૂન ?
નવાબજાદો
મોહીનીચંદ્ર

---

ગુજરાતના ન્હાના મ્હોટા તમામ શહેરોમાં જાહેર ખબર કરનાર

**ધી ગુજરાત એડવરટાઇઝીંગ એજન્સી.**

ચારખાનાનો ચકલો–રામપુરા–સુરત.

# જરા તીરછી નજર.

(૧) તમારે ગુજરાતી હિંદી, મરાઠી, અંગ્રેજી યા સંસ્કૃત ભાષામાં ન્હાના યા મ્હોટા કોઇ પણ જાતના પુસ્તકો વેચાતાં અગર **ભાડે વાંચવાને** જોઇતાં હોય તો !

(૨) તમારે ઘેર ખાનગી અભ્યાસને માટે અગર તો ગામડાની કે શાહેરની નિશાળે ચાલતાં ભણવાના નવાં અથવા જુનાં (સેકન્ડ હેન્ડ) પુસ્તકો **બેહદ સસ્તી કીંમતે** ખરીદવાં હોય તો !

(૩) તમારે ઘેર ભણીને નકામા થઈ પડેલાં નિશાળના જુના પુસ્તકો અગર તો ડૉકટરી એન્જીનીયરીંગ, કોમર્સ, લૉ વગેરે કોઇ પણ લાઇનના કોઇ પણ ભાષાના નવાં તેમજ જુનાં પુસ્તકો **સારામાં સારી કીંમતે વેચાતાં** આપવાં હોય તો !

(૪) તમારાં તૂટેલાં ફાટેલાં અને બગડેલાં પુસ્તકો **અપ-ટુ-ડેટ** રીતે **બંધાવી નવા જેવા** કરવાં હોય તો !

**ફક્ત એકજ વખત પધારી ખાત્રી કરો.**

---

જેને સારામાં સારા માસિક ગુજરાત, સાહિત્ય અને સમાલોચકે તથા કેશવ હર્ષદ ધ્રુવ જેવા સમર્થ સાહિત્યકારોએ વખાણ્યું છે, તે ચાંદની અને બાલજીવન માસિકના સુવિખ્યાત સંચાલક રા. નાગરદાસ ઈ. પટેલ કૃત.

| * મૂલ્ય * | | ૨૫૦ પાનાં |
|---|---|---|
| પોસ્ટેજ સાથે | **અલંકાર.** | દ્વીરંગી ચિત્ર |
| રૂ. ૧-૦-૦ | | પાકું પૂઠું. |

એકેએક ઉગતા લેખકોને ઉપયોગી થઇ પડે એવું, ધૂરંધર સાક્ષરોને ડગલે ને પગલે ઉપયોગમાં આવે એવું, અલંકાર શાસ્ત્રનું જ્ઞાન આપતું

—: ગુર્જર સાહિત્યનું એક અણમૂલું રત્ન. :—

સોલ એજન્ટ:—" **શ્રી સરસ્વતી મંદિર** "

(બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ) કણપીઠ બજાર, સુરત.

